નવીન પદ્ધતિ પ્રમાણે શીખવવાની

પચીસ નકશાવાળી ગુંજરાતી ચોથા ધોરણની ભૂગોળ.

# મુંબાઈ ઇલાકો અને હિંદુસ્તાન

( ગુજરાત પ્રાંત સાથે )


રચી પ્રસિદ્ધ કર્તા,

જીભાઈ ગોકળદાસ પરીખ,

ડેપ્યુટી એજ્યુ. ઇન્સ્પેક્ટર (રિટાયર્ડ)

વડોદરા.

અને

ચીમનલાલ જીભાઈ પરીખ,

ટીચર, હાઇસ્કૂલ-સોજીત્રા.



પ્રત ૧૦૦૦ સને ૧૯૨૮




કિંમત ૦-૪-૬


અમદાવાદ—સલાપોસ રોડ,

ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપી

ગુજરાતી ચોથા ધોરણ માટેની ભૂગોળ.

# મુંબાઈ ઇલાકો અને હિંદુસ્તાન

( ગુજરાત પ્રાંત સાથે ).


રચી પ્રસિદ્ધ કર્તા,

જીભાઈ ગોકળદાસ પરીખ,

ડેપ્યુટી એજ્યુ. ઇન્સ્પેક્ટર (રિટાયર્ડ)

વડોદરા.

અને

ચીમનલાલ જીભાઈ પરીખ,

ટીચર, હાઇસ્કુલ-સોજીત્રા.



આવૃત્તિ ૧ લી સને ૧૯૨૮




કિમ્મત ૦-૪-૬

# પ્રસ્તાવના.

હાલમાં ભૂગોળનો વિષય ઘણો ઉપયોગી થઈ પડયો છે. વ્યાપારિક દૃષ્ટિએ તેમજ કેળવણીની દૃષ્ટિએ તેની ઉપયોગીતા વધતી જાય છે. ભૂગોળનો વિષય વિદ્યાર્થીઓને ગોખાવવાનો નથી. જો તેને નકશા સાથે શીખવવામાં આવે તો તેમને ગોખવાની જરૂર રહે નહિ અને સંગીન જ્ઞાન થાય. એકજ નકશામાં બધી બાબતો હોવાથી નાના વિદ્યાર્થીઓને તે સમજવામાં ગુંચવાડો થાય તેથી આ પુસ્તકમાં વિષયવાર નકશાઓ આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે, જેથી આ વિષય વધુ રસવાળો થાય અને સંગીન જ્ઞાન મળે.

ઈ. સ. ૧૯૧૩ માં પ્રાથમિક શાળાઓનો અભ્યાસક્રમ નવેસર બદલાયા પ્રમાણે તેને અનુસરીને ચોથા ધોરણ માટે આ ભૂગોળ લખાયેલી છે. દેશની સ્વાભાવિક રચના, હવા, વરસાદ, પેદાશ, ઉદ્યોગ. વ્યાપાર, વસ્તી વગેરેની માહિતી તથા કેટલીક જાણવા જેવી હકીકત આપવામાં આવી છે. નકશા ઉપરથી સમજી શકાય તે માટે જુદા જુદા વિષયવાર નકશાઓ આપવામાં આવ્યા છે. આ પુસ્તકમાં આપેલા આંકડા ગોખાવવાના નથી.

કર્તા.

# અનુક્રમણિકા.




| | પાન. |
|---|---|
| ૧ ગુજરાત પ્રાંત અને ઉત્તર વિભાગ | ૧ થી ૩૨ |
| ૨ મુંબઇ ઇલાકો. | ૧—૩૪ |
| ૩ હિંદુસ્તાન. | ૧—૧૬ |
| | ૮૨ |

## નકશાઓ.

| | |
|---|---|
| ગુજરાત પ્રાંતના. | ૬ |
| મુંબઇ ઈલાકાના. | ૧૩ |
| હિંદુસ્તાનના. | ૬ |
| | ૨૫ |




# જમીન અને પાણીના ભાગો અને આકાર.

જેના ઉપર આપણે રહીએ છીએ તેને પૃથ્વી કહે છે. તે ગોળ દડા જેવી છે, તેમાં ધરતી એટલે જમીન અને પાણી એ બે છે. તેમાં પોણો ભાગ પાણી પથરાએલું છે. અને પા ભાગ જમીન છે.

## જમીનના ભાગ.

**ખંડ**—જમીનના મોટા ભાગને ખંડ કહે છે. બધા મળીને એવા ખંડ પાંચ છે.

**દેશ**—ખંડના ભાગ કરેલા હોય છે તે દરેક ભાગને દેશ કહે છે.

**ઇલાકો**—દેશના ભાગોને ઇલાકા અથવા પ્રાંત કહે છે.

**પ્રાંત**—ઇલાકાના ભાગોને પ્રાંત કહે છે.

**જીલ્લા**—પ્રાંતના ભાગોને જીલ્લા કહે છે.

**તાલુકા**—જીલ્લાના ભાગોને તાલુકા કહે છે. ઘણાં ગામ મળીને તાલુકો થાય છે.

**ડુંગર**—જમીનની સપાટી ઉપર મોટા ટેકરા હોય તેને ડુંગર કહે છે.

**પર્વત**—ઘણા મોટા ડુંગરાને પર્વત કહે છે. પર્વતની નીચેના ભાગને તળેટી કહે છે અને ટોચના ભાગને શિખર કહે છે.

**દ્વીપ અથવા બેટ**—જે જમીનની ચારે બાજુએ પાણી હોય તેને દ્વીપ કે બેટ કહે છે.

**મેદાન**—સપાટ જમીનના ભાગને મેદાન કહે છે.

**કિનારો**—દરીઆને અડીને જે જમીન આવેલી હોય તેને અને નદીના વહેણને બંન્ને બાજુ અડેલી જમીનના ભાગને કિનારો કહે છે.

**બંદર**—સમુદ્રના કિનારે અથવા મોટી નદીના કિનારે જ્યાં વહાણ આવતાં હોય તેને બંદર કહે છે.

**દ્વીપકલ્પ**—જે જમીનની ત્રણ બાજુ પાણી હોય તેને દ્વીપકલ્પ કહે છે.

**ભૂશિર**—જમીનની અણી લાંબી થઇ સમુદ્રમાં ગઇ હોય તેને ભૂશિર કહે છે.

**સંયોગિ ભૂમિ**—જમીનના બે મોટા ભાગને જોડનારા જમીનના નાના ભાગને સંયોગિ ભૂમિ કહે છે.

## પાણીના ભાગ.

**મહાસાગર**—પાણીના મોટા ભાગને મહાસાગર કહે છે.

**સમુદ્ર**—મહાસાગરના નાના ભાગને સમુદ્ર કહે છે.

**અખાત**—સમુદ્રમાંથી પાણીનો ફાંટો જમીનમાં ગયો હોય તેને અખાત કહે છે.

**સરોવર**—ચારે બાજુએ જમીનથી વીંટાએલા પાણીના ભાગને સરોવર કહે છે. તેવા નાના ભાગને તળાવ કહે છે.

**નદી**—ડુંગર, પર્વત કે સરોવરમાંથી મીઠા પાણીનો પ્રવાહ નીકળી સમુદ્રને મળે છે તેને નદી કહે છે. જે જગ્યાએથી નદી નીકળે છે તેને મૂળ કહે છે. અને જે જગ્યાએ સમુદ્રને મળે છે તેને મુખ કહે છે.

**ધોધ**—ઘણે ઉંચેથી પડતા નદીના પાણીને ધોધ કહે છે.

**સામુદ્રધુની**—પાણીના બે મોટા ભાગને જોડનારા પાણીના નાના ભાગને સામુદ્રધુની કહે છે.

ॐ

# ગુજરાત પ્રાંત અને ઉત્તર વિભાગ.

આપણે ગુજરાતી કહેવાઇએ છીએ. અને આપણે જે દેશમાં રહીએ છીએ તે દેશ ગુજરાત કહેવાય છે. પ્રથમ આ દેશના વતનીઓ ગુર્જર જાતના હતા. તેમના નામ ઉપરથી આ દેશનું નામ ગુજરાત પડેલું છે. આપણે જે ભાષા બોલીએ છીએ તે ગુજરાતી ભાષા કહેવાય છે. ગુજરાત દેશમાં રહેનારા અને ગુજરાતી ભાષા બોલનારા સઘળા લોકો ( હિંદુ, મુસલમાન, પારસી વગેરે બધા ) ગુજરાતી કહેવાય છે. આ દેશની ચારે દિશાઓની સરહદથી તે તરફના લોકોની બોલી ગુજરાતી કરતાં જુદી પડે છે.

**સીમા**—આ પ્રાંતની ઉત્તર દિશાએ કચ્છનું રણ અને રજપુતાનાનો કેટલોક ભાગ (મારવાડ) છે. પૂર્વે માળવા પ્રાંત તથા ખાનદેશ છે; દક્ષિણે મહારાષ્ટ્ર અને અરબી સમુદ્ર છે. અને પશ્ચિમે અરબી સમુદ્ર અને કચ્છનું રણ આવેલું છે.

ગુજરાત પ્રાંતની ઉત્તર દક્ષિણ લંબાઈ ૩૨૦ માઇલની ગણાય છે, તથા પૂર્વ પશ્ચિમ પહોળાઇ સરેરાશ ૩૬૦ માઇલની લેખાય છે.

## ભૂરચના-અને કુદરતી વિભાગ.

ગુજરાત પ્રાંતના પશ્ચિમ અને દક્ષિણે અરબી સમુદ્ર આવેલો છે. એ કાંઠો ખંભાત અને કચ્છ આગળ અંદર ગએલો હોવાથી ત્યાં અખાત થઈ વહાણ જઈ શકે છે. બીજો કિનારો સપાટ હોવાથી મોટાં બંદરો આવી શકયાં નથી. કાઠિઆવાડનો દક્ષિણ કિનારો સાધારણ ખાંચાખુંચી વાળો છે. તેથી એ ભાગમાં સાધા-

રણ બંદરો છે. આ ભાગમાં ખેતી સારી થાય છે. અને ઢોરનો ચારો પણ ખૂબ થાય છે. વચલો ગીરનાર પર્વતવાળો ભાગ ડુંગરાવાળો છે. અહીંની જમીનનો ઘણો ખરો ભાગ પત્થરીઆ છે ને વળી ઉંચાણ નીચાણવાળો ભાગ હોવાથી ખેતી સારી થતી નથી. આ પ્રાંતનો મધ્યભાગ સપાટ છે. અને તેના દક્ષિણ તરફના ઢોળાવને લીધે ઉત્તરના અને પૂર્વના ડુંગરી પ્રદેશની માટી ધોવાઇને દક્ષિણના ભાગમાં તણાઇ આવવાથી જમીન ઘણીજ ફળદ્રુપ બને છે. તેથી ઉત્તમ પ્રકારની ખેતી થાય છે. મહી નદીની ઉત્તરમાં આગળ જતાં રેતાળ ભોંય આવે છે.

ઉત્તર અને પૂર્વ તરફનો ઘણો ખરો ભાગ પહાડી પ્રદેશ છે અને આબુ, વિંધ્યાચળ અને સહ્યાદ્રિની ટેકરીઓ લંબાવાથી તે ડુંગરી મુલક છે. અને તેમાં જંગલો આવેલાં છે.

આ પ્રાંતના **કુદરતી રીતે ત્રણ વિભાગ પડે** છે. ૧ કચ્છ ૨ કાઠીઆવાડ દ્વીપકલ્પ અને (૩) શુદ્ધ ગુજરાત.

આ પ્રાંતના **રાજકીય વિભાગ** નીચે પ્રમાણે છે.

૧ ખાલસા મુલક (અંગ્રેજી રાજ્ય).

૨ દેશી રાજ્યો.

(૧) મુંબાઇ સરકારની દેખરેખ નીચેનાં દેશી રાજ્યો જે શુદ્ધ ગુજરાતમાંજ છે.

(૨) વડોદરાનું રાજ્ય (વાઇસરોય સાહેબની દેખરેખ નીચે છે).

(૩) કચ્છ, કાઠીઆવાડ, અને પાલનપુરનાં દેશી રાજ્યો જે વાઇસરોય સાહેબની દેખરેખ નીચે છે.

૩ પરદેશી રાજ્ય (પોર્ટુગીઝનું).

**વસ્તી**—ગુજરાત પ્રાંતમાં લગભગ ૯૬ લાખ માણસની વસ્તી છે. તેમાં હિંદુ, મુસલમાન, ખ્રિસ્તિ અને પારસી વગેરે જાતો છે. મોટો ભાગ હિંદુઓનો છે. તેમના દરેકના પહેરવેશ જુદા જુદા છે. હિંદુઓ ધોતીયાં અને પાઘડી પહેરે છે. કાઠીઆવાડમાં ચોરણા પહેરે છે અને માથે ફેંટા બાંધે છે. મુસલમાનો સુરવાળ પહેરે છે, અને દાઢી રાખે છે. પારસી લોકો મૂળ ઇરાનમાંથી આવેલા છે. તેઓની એકજ નાત છે. તેઓ સુળવાળ પહેરે છે. અને ઉભા ઘાટની પાઘડીઓ પહેરે છે. તેમની સ્ત્રીઓ પણ સુરવાળ પહેરે છે. તેને લેંઘા કહે છે. જંગલમાં ભીલ, નાયકડા વગેરે જાતો વસે છે. તેઓ જંગલી સ્થીતિમાં છે.

**ભાષાઓ**—આ પ્રાંતમાં રહેનારા લોકોનો ઘણો ભાગ ગુજરાતી ભાષા બોલે છે. કાઠીઆવાડ તથા ઉત્તરમાં કેટલાક શબ્દોમાં સાધારણ ફેરફાર છે. બીજી ભાષા સંસ્કૃત છે. તે બ્રાહ્મણો તથા કેટલાક વિદ્વાનો શિખે છે. આ બધી ભાષાઓનું મૂળ છે. હિંદુ ધર્મનાં પુસ્તકો સંસ્કૃત ભાષામાં લખેલાં છે. સરકારી કામકાજમાં તથા ભણવામાં ઇંગ્રેજી ભાષા પણ વપરાય છે. કચ્છમાં કચ્છી ભાષા વપરાય છે.

**ધર્મો**—વૈષ્ણવ, સ્વામીનારાયણ, શીવ, જૈન, મુસલમાની, ખ્રિસ્તી, જરથોસ્તી છે. તે સિવાય કબીરપંથી, પરણામી, આર્ય-સમાજી વગેરે જુદા જુદા ફાંટાઓ પણ છે.

**આબો હવા અને વરસાદ**—એકંદરે ગુજરાતની હવા સમધારણ અને તંદુરસ્ત છે. ટાઢ અને તાપ સરખા પ્રમા-

ણમાં પડે છે. ઉત્તર તરફ કચ્છના રણને લીધે તાપ વધારે માલમ પડે છે. કાઠીઆવાડમાં પણ મધ્યભાગમાં હવા વધારે ગરમ રહે છે. ત્યાં દરિયા કિનારો હોવાથી ઠંડો પવન ફુંકાય છે. ગુજરાતમાં વરસાદ જોઇએ તે પ્રમાણમાં પડે છે. ઉત્તર તરફના ભાગમાં અને કાઠીઆવાડમાં વરસાદ થોડો પડે છે. સુરત જીલ્લામાં બીજા ભાગો કરતાં વરસાદ વધારે પડે છે, અને હવા ઠંડી રહે છે. મધ્યભાગમાં એટલે ખેડા જીલ્લામાં, વડોદરા પ્રાંતમાં અને ભરૂચ જીલ્લામાં વરસાદ મધ્યમ પડે છે, અને હવા સાધારણ રહે છે. એકંદરે ગુજરાતમાં આખા વરસમાં થઇને લગભગ ૩૦ થી ૪૦ ઇંચ જેટલો અને કાઠી-આવાડમાં ૨૦ થી ૨૫ ઇંચ જેટલો વરસાદ થાય છે. કચ્છમાં ૨૦ ઇંચની અંદર વરસાદ પડે છે.

**ઉદ્યોગ અને ધંધો**—ઉદ્યોગમાં મોટો ભાગ ખેતીનો છે. આ પ્રાંતની જમીન ફળદ્રુપ હોવાને લીધે ખેતી સારી થાય છે. તે સિવાય કપાસ લોઢવાનાં જીનો તથા કાપડ હાથે વણવાની શાળો અને કાપડ વણવાની વરાળ યંત્રથી ચાલતી મીલો ઘણી છે. તેમાં ઘણા લોકોને રોજી મળે છે. અમદાવાદ તથા સુરતમાં રેશમી કાપડ વણવાનાં અને કિનખાબ તથા સોનેરી રૂપેરી કસબ કામનાં ઘણાં કારખાનાં છે. કેટલીક જગ્યાએ સુતરાઉ કાપડ રંગવાનું તથા છાપવાનું કામ કરે છે. તે સિવાય જુદી જુદી જાતનાં દળવાનાં વહેરવાનાં, છાપવાનાં, દીવાસળી, કાચ અને સાબુ બનાવવાનાં નાનાં નાનાં કારખાનાં છે.

કારીગરીમાં સોના રૂપાનું નકશી કામ, કસબનું ભરત કામ, અને અકીકનું કામ સારૂં થાય છે.

**વેપાર**—રૂ, કાપડ, તેલીબીયાં, કરીયાણું, અનાજ વગેરેનો વેપાર ઘણો ચાલે છે.

**નિકાસ**—કપાસ, સુતરાઉ કાપડ, અનાજ, તમાકુ, કરીયાણું, માખણ અને ચામડું છે.

નિકાસ એટલે આપણા દેશમાં જે વધારાનો માલ હોય અને તે બહાર દેશાવર જાય તેને નિકાશ કહે છે.

**આયાત**—સુતર, કાપડ, ખાંડ, ચા, રંગ, કાચનો સામાન, યંત્રો, સ્ટેશનરી સામાન વિગેરે છે.

ઘણો વેપાર રેલ્વે માર્ગે ચાલે છે. અને રેલ્વે નથી ત્યાં ગાડાં, ઉંટ, પોઠો વગેરેથી ચાલે છે. નર્મદા નદીમાં વહાણ ચાલે છે ત્યાં સુધી ત્યાં વહાણ મારફતે વેપાર ચાલે છે.

**જનાવરો**—ગાય, ભેંસ, બળદ, બકરાં, ઘેટાં, ઉંટ, ઘોડા, ગધેડાં, કુતરાં, વાંદરાં, વગેરે જનાવરો સામાન્ય રીતે બધા ભાગમાં માલમ પડે છે. કાઠીઆવાડના ઘોડા અને કડી પ્રાંતના બળદ વખણાય છે. ઉંટ કચ્છમાં વધારે જોવામાં આવે છે. ત્યાં તેને ગાડીઓમાં જોડે છે.

શિયાળ સસલાં, હરણ, ડુક્કર, રોઝ, વાઘ, વરૂ, વગેરે જંગલી પશુ જંગલમાં હોય છે. ગીરના જંગલમાં સિંહ જણાય છે. આખા હિંદુસ્તાનમાં બીજી કોઇ જગ્યાએ સિંહ જોવામાં આવતો નથી.

બળદ, ઘોડા, ઉંટ વાહને જોડવાના ઉપયોગમાં તથા ઉંટ અને ગધેડાં ભાર લાદવાના ઉપયોગમાં આવે છે.

ઘેટાંનું ઉન ગરમ કપડાં બનાવવાના કામમાં આવે છે.

**પર્વતો—**

**આબુ**—(૫૬૦૦) ફુટ* અરવલીનો ફાંટો છે. આ પર્વત ગુજરાતમાં ઉંચામાં ઉંચો પર્વત છે. તેના ઉપર અંબાજી માતાનું જાત્રાનું સ્થાન અને જૈન ધર્મનાં દહેરાં છે. જૈન દહેરાંને દેલવાડાનાં દહેરાં કહે છે. તે હવા ખાવાનું સ્થળ છે. ઉત્તર વિભાગના કમીશનર સાહેબ ત્યાં ઉનાળામાં હવા ખાવા જાય છે. વળી ત્યાં મોટી લશ્કરી છાવણી છે.

**આરાસુર**—ઈશાન તરફ થઈ દક્ષિણ તરફ વળી વિંધ્યાચળની હારને મળે છે. તેમાંથી આરસના પત્થર નીકળે છે.

**પાવાગઢ**—(૨૫૦૦) પંચમહાલ જીલ્લામાં આવેલો છે. તે વિંધ્યાચળને પૂર્વ તરફ જોડાય છે. તેમાંથી લોઢું અને મેંગેનીઝ નીકળે છે.

**રાજપીપળાના ડુંગરો**—(૨૦૦૦) સાતપુડા પર્વતનો ફાંટો છે. તેમાં વાંસ અને સાગ પુષ્કળ થાય છે.

**ગીરનાર**—(૩૫૦૦) કાઠીઆવાડમાં આવેલો છે. તે હિંદુ અને જૈન લોકોનું જાત્રાનું સ્થળ છે.

**ગીર**—ગીરનારની દક્ષિણે આવેલો છે. તેમાં સિંહની વસ્તી છે.

**શેત્રુંજો** (૨૫૦૦)—તેને પાલીતાણાના ડુંગર કહે છે. એ પણ કાઠીઆવાડમાં પાલીતાણા પાસે આવેલો છે. તે જૈનોનું જાત્રાનું સ્થળ છે.

**બર્ડો**—એ હાલારથી મધ્યભાગની હાર થાન સુધી લંબાય છે, તેમાંથી લોખંડ નીકળે છે અને તેમાં વાંસ પુષ્કળ થાય છે.

---

* કૌંસમાં આંકડા આપ્યા છે તે તેટલા ફુટની ઉંચાઇ સમજવી.



ગુજરાત પ્રાંત
સીમા, કુદરતી વિભાગ, પર્વતો,
નદીઓ, અખાત, બેટ, ભૂશિરો.
અંગ્રેજી માઈલોનું માપ
માળવા
કચ્છ પ્રાંત
કચ્છનો અખાત
ગુજરાત
કાઠીઆવાડ
અમદાવાદ
સુરત
ખાનદેશ
દીવબેટ
દીવભૂશીર
ખંભાતનો અખાત
મુંબાઈ

નદીઓઃ—

આ પ્રાંતની ઈશાન અને પૂર્વ સરહદ ડુંગરોની હારની બનેલી હોવાથી જમીનનો ઢાળ પશ્ચિમ દક્ષિણ તરફનો છે. અને તેથી લગભગ સઘળી નદીઓ દક્ષિણ તરફનો છે. અને તેથી લગભગ સઘળી નદીઓ દક્ષિણ અને પશ્ચિમ તરફ વહે છે. તેથી દક્ષિણ તરફની ખંભાતના અખાતના ઉત્તર અને પૂર્વ કાંઠાની જમીન ઘણી ફળદ્રુપ છે. ને તેમાં ઉત્તમ પ્રકારની ખેતી થાય છે.

**બનાસ**—આબુ પર્વતમાંથી નીકળી, પાલણપુર એજન્સીમાં થઈ કચ્છના રણમાં વહે છે.

**સરસ્વતી**—આબુ પર્વતમાંથી નીકળી કચ્છના રણને મળે છે. તે પવિત્ર મનાય છે, એના ઉપર સિદ્ધપુર શહેર છે. ત્યાં માતૃશ્રાદ્ધ થાય છે. બનાસ અને સરસ્વતી દરિઆને અથવા બીજી કોઈ નદીને મળતી નથી તેથી તે કુંવારીકા ગણાય છે.

**સાબરમતી**—(૨૦૦)+ અરવલ્લીના ડુંગરમાંથી નીકળી મહીકાંઠા અને અમદાવાદ જીલ્લામાં થઇ ખંભાતના અખાતને મળે છે. તેને કાંઠે અમદાવાદ શહેર છે.

**મહી**—(૩૦૦) માળવાના ડુંગરમાંથી નીકળી ખેડા જીલ્લાની પૂર્વે થઇ ખંભાતના અખાતને મળે છે. તેનો પટ બહુ પહોળો હોવાથી તેને મહીસાગર કહે છે. તેને કાંઠે ખંભાત છે.

**નર્મદા**—(૭૦૦) વિંધ્યાચળ પર્વતમાંથી નીકળી રાજપીપળા અને ભરૂચ જીલ્લામાં થઇ ખંભાતના અખાતને મળે છે. તેમાં મુખથી સો માઈલ સુધી વહાણો ફરી શકે છે ને વેપાર

---

+ આ આંકડા નદીની લંબાઇના માઈલમાં છે. તે ગોખાવવવાના નથી પણ એક બીજાની સરખામણી કરવા માટે છે.

ચાલે છે. આ નદી પવિત્ર ગણાય છે. તેનું બીજું નામ રેવાજી છે. તેના કાંઠે ભરૂચ, શુક્લતીર્થ, ચાણોદ વગેરે સ્થળો છે. એમાં સુરપાણ નામનો ધોધ છે.

તાપી (૪૫૦)—સાતપુડા પર્વતમાંથી નીકળી રાજપીપળા સંસ્થાનની દક્ષિણે થઈ, સુરત જીલ્લામાં થઈ અરબી સમુદ્રને મળે છે. આ નદીમાં પણ થોડા ભાગમાં વહાણો ફરી શકે છે. તેના ઉપર સુરત શહેર છે.

એ સિવાય વિશ્વામિત્રી, ઢાઢર, વાત્રક, પૂર્ણા, અંબીકા વગેરે ઘણી નાની નદીઓ છે.

ભાદર (૧૨૦)—કાઠીઆવાડમાં જસદણ પાસે ચોટીલાના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે.

શેત્રુંજી (૧૦૦)—ગીર પર્વતમાંથી નીકળી પાલીતાણા પાસે થઇ ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર પાલીતાણા છે.

અખાત—(૧) કચ્છનો અખાત—કચ્છ અને કાઠીઆવાડ વચ્ચે.

(૨) ખંભાતનો અખાત—કાઠીઆવાડની પૂર્વે અને ભરૂચ અને સુરત જીલ્લાની પશ્ચિમે છે. આ બન્ને અરબી સમુદ્રના ફાંટા છે.

બેટ—

બેટ શંખોદ્વાર—કાઠીઆવાડની પશ્ચિમે ઓખામંડળ મહાલને લગતો અરબી સમુદ્રમાં છે.

દીવ બેટ—કાઠીઆવાડની દક્ષિણે છે.

સાષ્ટિ—થાણા જીલ્લાને લગતો અરબી સમુદ્રમાં છે.

ભૂશિરો—

જગત ભૂશિર—કાઠીઆવાડની પશ્ચિમે—એ આખા ગુજરાતનું પશ્ચિમ બિંદુ છે.

દીવ ભૂશિર—કાઠીઆવાડની દક્ષિણે.


ગુજરાત પ્રાંતની રેલ્વે.
અને બંદરો.
અંગ્રેજી માઈલોનું માપ
0 20 40 60 80
૭૦
૭૨
૭૪
૨૪
૨૨
૨૦
આબુ
ડીસા
પાલનપુર
પાટણ
સિદ્ધપુર
મહેસાણા
અહમદનગર
કડી
કલોલ
ખારાઘોડા
વીરમગામ
અમદાવાદ
કપડવણજ
ધાંગધ્રા
ભુજ
અંજાર
માંડવી
મોરબી
મુળી
વઢવાણ
ધોળકા
ખેડા
નડીઆદ
ગોધરા
દાહોદ
લીંબડી
આણંદ
પેટલાદ
ખંભાત
બેડીબંદર
જામનગર
દ્વારકા
રાજકોટ
વડોદરા
જસદણ
બોટાદ
ડભોઈ
ગોંડળ
ગઢડા
ધોળા
ભાવનગર
ભરૂચ
ઘોઘા
અંકલેશ્વર
નાંદોદ
જેતલસર
અમરેલી
પોરબંદર
કુંડલા
જુનાગઢ
નવીબંદર
માંગરોળ
સુરત
નવસારી
વેરાવળ
વલસાડ
દમણ
મુંબાઈ

**જાણવા લાયક જગાઓ—**

**૧ અડાલજની વાવ—**અમદાવાદ જીલ્લામાં અડાલજ ગામે મોટી ઉત્તમ કારીગરીવાળી પથ્થરની વાવ છે.

૨ લસુંદ્રાના ટાઢા તથા ઉના પાણીના કુંડ (ખેડા જીલ્લામાં છે.)

૩ ટુવાના ઉના પાણીના કુંડ (પંચમહાલ જીલ્લામાં છે.)

૪ ઉનાઇ (દેવકી ઉનાઇ)ના ઉના પાણીના કુંડ સુરત જીલ્લામાં આવેલા છે.

**વનસ્પતિ**—ગુજરાતના પૂર્વ ભાગમાં, પંચમહાલમાં, ને કાઠીઆવાડના ગીરના ડુંગરોમાં તેમજ નર્મદા ને તાપી નદીની વચ્ચે પૂર્વ તરફના મુલકમાં જંગલો છે. તેમાં સાગ, સીસમ, ખેર, મહુડા, વાંસ તથા રાયણનાં ઝાડ થાય છે. પંચમહાલમાં મહુડા તથા સાગનાં ઝાડ ઘણાં છે. દક્ષિણ તરફ આંબા, લીમડા, મહુડા, આમલી ને વડ વગેરે થાય છે. સુરત જીલ્લામાં આંબા, ફણસ, ને ખજુરનાં ઝાડ થાય છે. ખજુરમાંથી તાડી નીકળે છે. જંગલમાંથી ભીલ લોકો ગુંદર, લાખ, મધ ને મીણ લાવે છે અને વેચે છે. વડોદરા રાજ્યના કાનમના પ્રદેશમાં ને ભરૂચ જીલ્લામાં તથા કાઠીઆવાડમાં ઝાડ સારાં ઉગતાં નથી.

**ખેતીનો પાક**—ગુજરાતમાં મુખ્ય ધંધો ખેતીનો હોઈ વસ્તીનો ઘણો ભાગ તે ઉપર ગુજરાન ચલાવે છે. આ પ્રાંત એટલો બધો ફળદ્રુપ છે કે તેને હિંદુસ્તાનનો બાગ કહે છે. સામાન્ય રીતે બાજરી, ડાંગર, કોદ્રા, બાવટો, જુવાર, ઘઉં, કઠોળ અને તલ ઘણેખરે ઠેકાણે થાય છે.

**અમદાવાદ** જીલ્લાનો પશ્ચિમ ભાગ ને અમદાવાદની

આસપાસના ભાગ ને દશકોસી કહે છે ને તેમાં ડાંગર સારી થાય છે. કાઠીઆવાડનો પૂર્વ ભાગ ભાલ કહેવાય છે. તેની જમીન કાળી છે ને તેમાં ઘઉં સારા થાય છે. ને પૂર્વ ભાગમાં સાબરમતી અને ખારી વચ્ચે ડાંગર ઉત્તમ જાતની થાય છે. તે ભાગમાં હાથમતીની નહેર વાટે પાણી ખેતીના ઉપયોગમાં લે છે.

**ખેડા જીલ્લાના** મધ્ય ભાગને ચરોતર કહે છે. તે ઘણો ફળદ્રુપ છે. ચારૂત્તર અથવા ચરોતર એટલે "સુંદર પ્રદેશ" તેમાં તમાકુ સારી થાય છે. તથા આદુ વરીઆળી ને જીરૂ થાય છે.

**ભરૂચ જીલ્લો** અને વડોદરા પ્રાંતનો દક્ષિણ ભાગ કાનમ કહેવાય છે; અહીંની જમીન કાળી છે ને તેમાં કપાસ ઘણો થાય છે. ને જુવાર પાકે છે.

**સુરત જીલ્લાની** જમીન પણ ફળદ્રુપ છે. જુવાર, શેરડી, ઘઉં, કેળાં, કેરી અને ફણસ થાય છે. ને પૂર્વ ને દક્ષિણ ભાગમાં ડાંગર સારી પાકે છે.

**પંચમહાલ જીલ્લામાં** મકાઈ ને ચણા ઘણા થાય છે.

**પાલણપુરના ભાગમાં**—રૂ ને ડાંગેર થાય છે. ને ચંપાનું તથા કેવડાનું અત્તર થાય છે.

**થાણા જીલ્લામાં**—વસઈમાં કેળાં, પાન ને શેરડી થાય છે. ડાંગેર ઘણી પાકે છે ને કાંઠાપર નાળીએરી થાય છે.

**કડી પ્રાંતમાં**—સિદ્ધપુર, વિસનગર, ને મહેસાણા મહાલમાં અફીણ ને સરસવ ને અળસી પાકે છે.

**ધોળકા**—( અમદાવાદ જીલ્લામાં ) એમાં દાઢમ ને સુંઠ થાય છે.

ખનીજઃ—

**પથ્થરની ખાણો**—કાઠીઆવાડમાં પોરબંદર, ધાંગદ્રા ને ગાયકવાડના સંખેડા મહાલમાં સોનગીર તથા ઈડર સંસ્થાનના અમનગરમાં પથ્થરની ખાણો છે.

**અબરખ**—મહીકાંઠા એજન્સિ ને રેવાકાંઠા એજન્સિમાંથી નીકળે છે.

**આરસપહાણ**—આરાસુર પર્વતમાં તથા વડોદરા પ્રાંતમા સંખેડા મહાલના મોતીપરા આગળ આરસની ખાણો છે.

**અકીક**—રાજપીંપળાના ડુંગરમાંથી તથા મહીકાંઠામાં માજુમ નદીને કાંઠેથી, રેવાકાંઠા એજન્સિના ઝગડીઆ તાલુકામાંથી, પાવાગઢમાંથી જડે છે.

**લોઢુ, મેંગેનીસ**—પંચ મહાલના ડુંગરોમાંથી પાવાગઢ વગેરે તથા કાઠીઆવાડના બર્ડા પર્વતમાંથી નીકળે છે.

**મીઠું**—વીરમગામ પાસે ખારાઘોડા આગળ મીઠું પકવે છે તે ગાંગડા હોય છે ને તેને વરાગડુ મીઠું કહે છે. તથા વલસાડ પાસે તથા કાઠીઆવાડમાં દરિઆ કિનારે મીઠું પાકે છે. તેને ઘસીઉ મીઠું કહે છે તે ભુકા જેવું હોય છે.

**સુરોખાર**—રાધનપુર સંસ્થાનમાંથી નીકળે છે.

**મોતી**—નવાનગર પાસેના કચ્છના અખાતમાંથી નીકળે છે.

## બંદરો ને હવા ખાવાનાં ઠેકાણાં.

**માંડવી**—કચ્છમાં.

**નવાનગર** કચ્છના અખાતને દક્ષિણ કાંઠે છે.

**દ્વારકાં, પોરબંદર, નવીબંદર, માંગરોળ, વેરાવળ, દીવ, જાફરાબાદ** એ કાઠીઆવાડ ને પશ્ચિમ ને દક્ષિણ કાંઠે

અરબી સમુદ્ર ઉપર છે. એ બંદરોમા વહાણો આવે છે ને મુંબાઈથી નાની આગબોટો આ બંદરોએ થઈને કચ્છના માંડવી ને કરાંચી બંદરે જાય છે. ઘોઘા ને ભાવનગર ખંભાતના અખાતની પશ્ચિમે છે.

ખંભાત, ભરૂચ, સુરત, દમણ ખંભાતના અખાતના પૂર્વ કાંઠાપર છે.

**હવા ખાવાનાં ઠેકાણાં—**

**આબુ**—ગુજરાતની ઉત્તરે.

**ડુમસ, હજીરા**—સુરત પાસે અરબી સમુદ્રને કિનારે.

**તીથલ**—સુરત જીલ્લામાં વલસાડ પાસે.

**ઘોઘા**—કાઠીઆવાડની પૂર્વે ખંભાતના અખાતને કાંઠે.

**જાનવરો—**

## ઉત્તર વિભાગ અને ગુજરાતના રાજકિય વિભાગો.

**ગુજરાત**—એના બે ભાગ પાડેલા છે. ૧ ખાલસા મુલક (૨) દેશી રાજ્યો.

જે મુલક સંપૂર્ણ રીતે ઇંગ્રેજ સરકારના તાબામાં છે તેને ખાલસા મુલક કહે છે.

ખાલસા મુલકના ૭ જીલ્લા છે. (૧) અમદાવાદ જીલ્લો, (૨) ખેડા જીલ્લો, (૩) પંચમહાલ જીલ્લો, (૪) ભરૂચ જીલ્લો, (૫) સુરત જીલ્લો, (૬) થાણા જીલ્લો.

ઉત્તર વિભાગમાં ગુજરાત અને કાઠીઆવાડ આવેલાં છે. થાણા જીલ્લો મહારાષ્ટ્રના કોકણમાં ગણાય છે; કેમકે ત્યાંથી દક્ષિણ કે દખણ શરૂ થાય છે ને ત્યાંના લોકોની જાત; બોલી, તથા રીત રીવાજ ગુજરાતથી જુદા પડે છે. પરંતુ રાજ્ય



ગુજરાત પ્રાંત.
જીલ્લાઓ અને એજન્સીઓ.
અંગ્રેજી માઈલોનું માપ.
૦ ૨૦ ૪૦ ૬૦ ૮૦
૭૦ ૭૨ ૭૪
૨૪ ૨૨ ૨૦
વાવ
થરાદ
પાલનપુર
દાંતા
રાધનપુર
ઈડર
સિધ્ધપુર
પાટણ
મહેસાણા
કડી
મોડાસા
લુણાવાડા
વાડાસીનોર
ક
ચ્છ
ધ્રાંગધ્રા
મોરબી
વઢવાણ
ધ્રોળ
વાંકાનેર
લીંબડી
જામનગર
રાજકોટ
ગોંડળ
ભાવનગર
જુનાગઢ
અમરેલી
પાલીતાણા
પોરબંદર
દીવ
અમદાવાદ
કપડવંજ
ગોધરા
દાહોદ
માતર
ખેડા
નડીઆદ
ધોળકા
ધંધુકા
આણંદ
વડોદરા
ભરૂચ
આમોદ
જંબુસર
અંકલેશ્વર
હાંસોટ
સુરત
રાંદેર
માંડવી
બારડોલી
નવસારી
જલાલપુર
બલસાડ
દમણ
વાંસદા
ધરમપુર
ડહાણું
જવ્હાર
શાહાપુર
ભીવંડી
કલ્યાણ
મુરબાડ
માહીમ
વસઈ
થાણા

વ્યવસ્થાને અર્થે થાણા જીલ્લાને ગુજરાત સાથે મેળવી તે બધાનું (ગુજરાત, કાઠીઆવાડ ને થાણા જીલ્લો) નામા ઉત્તર વિભાગ પાડવામાં આવ્યું છે. ઉત્તર વિભાગના મુખ્ય અધિકારીને કમીશનર કહે છે. એમના હાથ નીચે દરેક જીલ્લાના ઉપરી કલેક્ટર કહેવાય છે. તાલુકાનો ઉપરી મામલતદારને પેટા મહાલનો ઉપરી મહાલકરી કહેવાય છે.

એજન્સીઓના ઉપરીને પોલિટિકલ એજંટ કહે છે. તે દેશી રાજ્યો ઉપર દેખરેખ રાખે છે. તથા સરકારની ખંડણી વસુલ કરે છે. પાછળ જણાવેલાં દરેક દેશી રાજ્ય અંગ્રેજ સરકારને અથવા ગાયકવાડ સરકારને ખંડણી આપે છે. ગાયકવાડ સરકારની ખંડણી પોલિટિકલ એજંટો વસુલ કરી મોકલી દે છે.

**અમદાવાદ જીલ્લો—**

**નદીઓ**—સાબરમતી, ખારી, મેશ્વો, વાત્રક, માજમ ભોગાવો ભાદર, અને હાથમતી.

**સરોવર**—નળ સરોવર આ ખારા પાણીનું સરોવર છે.

**તાલુકા**—(૧) ઉત્તર દસ્ક્રોઇ (૨) દક્ષિણ દસ્ક્રોઇ (૩) વીરમગામ (૪) પ્રાંતિજ (૫) ધોળકા (૬) ધંધુકા પેટામહાલ (૧) સાણંદ, (૨) મોડાસા અને (૩) ઘોઘા.

***મુખ્ય શહેર**—અમદાવાદ સાબરમતિને કાંઠે આવેલું મુખ્ય શહેર છે,

---

ટીપ—જાણુવા લાયક શહેરોની હકીકત જુદી આપવામાં આવી છે તેથી અહીં વિશેષ લખી નથી.

તાલુકાના ઉપરી અમલદારને મામલતદાર કહે છે.

આ જીલ્લામાં ટાઢ અને તાપ બંન્ને સખત પડે છે. મુખ્ય પાક ડાંગર અને ઘઉં છે.

**ખેડા જીલ્લો—**

**નદીઓ**—મહી, સાબરમતી, શેઢી, વાત્રક, મેશ્વો મહોર, ખારી.

**તાલુકા**—૧ કપડવણજ, (૨) ઠાસરા, (૩) આણંદ (૪) નડીઆદ (૫) મહેમદાવાદ (૬) માતર (૭) બોરસદ દરેક તાલુકામાં એજ નામનું મુખ્ય ગામ છે.

**મુખ્ય શહેર**—ખેડા વાત્રક નદીને કાંઠે મહેમદાવાદ તાલુકામાં જીલ્લાનું મુખ્ય શહેર છે. તે કિલ્લે બંધી છે અને ત્યાં જવા મહેમદાવાદથી પાકી સડક છે. તેમાં કલેકટર રહે છે.

કપડવણજ તાલુકામાં **લસુંદ્રા** ગામે ટાઢા ઉના પાણીના કુંડ છે. **ડાકોર**માં રણછોડજીનું મોટું મંદિર છે. નડીઆદ તાલુકામાં વડતાલમાં સ્વામિનારાયણ ધર્મના આચાર્યની ગાદીનું સ્થળ તથા મોટું મંદિર છે. ત્યાં ચૈત્ર સુદી નવમી અને કાર્તકી પુનમે મેળો (સમૈયો) ભરાય છે.

આ તાલુકાનો મુખ્ય પાક ઘઉં, ડાંગર, કપાસ, અને તમાકુ છે. વરીઆળી ને જીરૂ ચરોતમાં સારૂં થાય છે.

**(૩) પંચમહાલ જીલ્લો—**

**પહાડ**—પાવાગઢ ( ૨૫૦૦૦ ફુટ ઉંચો છે. )

**નદી**—મહી

**તાલુકા**—(૧) ગોધરા (૨) કાલોલ (૩) દાહોદ.

**પેટામહાલ**—(૧) હાલોલ (૨) ઝાલોદ.

દરેક તાલુકામાં એજ નામનું મુખ્ય ગામ છે.

**મુખ્ય શહેર**—ગોધરા અહીંથી સાગનું ઇમારતી લાકડું પરદેશ જાય છે તેને ગોધરીઆ સાગ કહે છે.

**ખનીજ**—હાલોલ તાલુકાની ટેકરીઓમાંથી લોઢું અને મેંગેનીઝ નીકળે છે. ટુવા ગામમાં ઉના પાણીના કુંડ છે. મુખ્ય પાક મકાઇ છે. જંગલની પેદાશ સાગ, વાંસ, સીસમ, અને મહુડા છે.

**૪ ભરૂચ જિલ્લો—**

**નદીઓ**—મહી, નર્મદા, ઢાઢર, કીમ.

**તાલુકા**—જંબુસર (૨) આમોદ (૩) વાગરા (૪) ભરૂચ (૫) અંકલેશ્વર.

**મહાલ**—૧ હાંસોટ.

દરેક તાલુકામાં એજ નામનું મુખ્ય ગામ છે.

**મુખ્ય શહેર**—ભરૂચ નર્મદા નદીને કાંઠે આવેલું છે. આ જીલ્લામાં લુહારા, અને દેવગજન આગળ બે દીવા દાંડીઓ છે. આ જીલ્લામાં મુખ્ય પાક, કપાસ, તમાકુ, ઘઉં અને જુવાર છે.

**સુરત જિલ્લો—**

**પર્વતો**—મોતા અને પારનેરા (૬૦૦).

**નદીઓ**—કીમ, તાપી, મીંઢોળા, અંબિકા, ઔરંગા, દમણ-ગંગા, પાર, કોલક.

**તાલુકા**—(૧) ઓરપાડ (૨) ચોર્યાશી (૩) જલાલપુર (૪) વલસાડ (૫) પારડી (૬) માંડવી (૭) બારડોલી (૮) ચીખલી મહાલ-વાલોડ.

દરેક તાલુકામાં એજ નામનું મુખ્ય ગામ છે.

**મુખ્ય શહેર**—સુરત તાપી નદીને કાંઠે આવેલું છે. બહુધાનમાં સિંહસ્થ વર્ષમાં જાત્રા ભરાય છે.

તીથલ અને હજીરા હવાખાવાનાં સ્થળ છે. ઉદવાડા પારસીઓનું જાત્રાનું સ્થળ છે.

મુખ્ય પાક કપાસ, ડાંગર, જુવાર, અને શેરડી છે.

**થાણા જિલ્લો**—

**પર્વત**—સહ્યાદ્રિ.

**તાલુકા**—૧ ડાહાણું ૨ માહીમ ૩ વસઇ ૪ સાષ્ટી ૫ ભીંવડી ૬ વાડે ૭ શાહપુર ૮ મુરવાડ અને ૯ કલ્યાણ.

**મુખ્ય શહેર**—થાણા એ જીલ્લાનું મુખ્ય શહેર છે. **બોરવલી** પાસે કેનેરીની ગુફાઓ જોવા લાયક છે.

મુખ્ય પાક ડાંગર છે. કિનારા તરફ શેરડી, નાળીએર, કેળાં, પાન અને આદુ વગેરે થાય છે.



# ઉત્તર વિભાગ અને ગુજરાતનાં દેશી રાજ્યો.

**એજન્સીઓ—**

**૧ પાલણપુર એજન્સી.**

**પર્વત**—શિરોહીના ડુંગર.

**નદીઓ**—બનાસ, સરસ્વતી.

**મુખ્ય સંસ્થાનો**—પાલનપુર અને રાધનપુર છે. આ મુસલમાની સંસ્થાનો છે. તે સિવાય વાવ, થરાદ વગેરે ૧૧ સંસ્થાન છે.

**મુખ્ય શહેર—**

**પાલણપુર**—તેમાં પોલીટીકલ એજંટ રહે છે. ત્યાંનો રાજા મુસલમાન છે તે દીવાન કહેવાય છે.

મુખ્ય પાક કપાસ, શેરડી, ઘઉં, ડાંગર અને જુવાર છે.

**૨ મહીકાંઠા એજન્સી.**

મહી નદી પાસે આવેલાં દેશી રાજ્યોને મહીકાંઠા એજન્સી કહે છે.

**પર્વત**—આબુ.

**નદીઓ**—સરસ્વતી, સાબરમતી, હાથમતી, વાત્રક, ખારી, મેશ્વો.

**મુખ્ય સંસ્થાન**—ઇડર અને દાંતા છે, તે સિવાય, માણસા, પેથાપુર, વડાવલી, ભાલુસણા, માલપુર, આમલીઆરા, વાસણા વગેરે નાનાં ૬૧ સંસ્થાન છે.

**મુખ્ય શહેર**—ઇડર મજબુત કોટવાળુ શહેર છે. તે પહાડ ઉપર આવેલું છે, તે ઈડરગઢ કહેવાય છે.

**સાદરા**—મહીકાંઠા એજન્સિનું સદર સ્ટેશન છે. અહીં લશ્કરી છાવણી છે. અને તાલુકદારોના કુંવરોને માટે ભણવાની સ્કોટ કોલેજ છે.

**પેથાપુર**—સાબરમતીને કાંઠે આવેલું છે. અહીંની બાંધણી અને હથીઆરો વખણાય છે.

**ખેડબ્રહ્મા**—બ્રહ્માની મૂર્તિ છે અને તે જાત્રાનું સ્થળ છે.

**શામળાજી**—જાત્રાનું સ્થળ છે. કાર્તિક સુદી ૧૫ મોટો મેળો ભરાય છે.

**દાંતા**—અંબામાતાનાં દહેરાં તથા આરાસુર પર્વતને માટે પ્રખ્યાત છે.

**ખનીજ**—પથ્થર, આરસપહાણ, અબરખ, ખડી.

## ૩ રેવાકાંઠા એજન્સી.

રેવા (નર્મદા) નદી પાસે આવેલાં દેશી રાજ્યોના સમુહને રેવાકાંઠા એજન્સિ કહે છે. આ એજન્સિનો ઘણો ભાગ ડુંગરાળ પ્રદેશ છે. દક્ષિણમાં રાજપીપળાના ડુંગરો અને મધ્યમાં વિંધ્યાચળના ફાંટા આવેલા છે.

**પર્વત**—રાજપીપળાના ડુંગરો (સાતપુડા), વિંધ્યાચળના ફાંટા.

**નદીઓ**—મહી, નર્મદા, ઓરસંગ, પાનમ.

**ધોધ**—સુરપાણનો ધોધ.

**મુખ્ય સંસ્થાનો**—રાજપીપળા (નાંદોદનું રાજ્ય), છોટાઉદેપુર, દેવગઢબારીઆ, લુણાવાડા, વાડાસિનોર અને સુંથરામપુર છે. આ સિવાય નાનાં રાજ્યોના બે જથા કરેલ છે.

(૧) સંખેડામેવાસ અને (૨) પાંડુમેવાસ.

**મુખ્ય શહેરો**—નાંદોદ, છોટાઉદેપુર, દેવગઢબારીઆ, વીરપુર, વાડાસિનોર વગેરે છે.

**ખનીજ**—અબરખ, લોઢું, મેંગેનીઝ અને અકીકના પથ્થર.

**પંચમહાલ**—એજન્સિ કહાડી નાંખી તેને રેવાકાંઠા એજન્સિ સાથે જોડી દીધી છે. તેનું મુખ્ય શહેર નારૂકોટ છે.

**૪ સુરત એજન્સી.**

**નદીઓ**—કાવેરી, અંબીકા, દમણગંગા.

**હવાખાવાનું સ્થળ**—ડુમસ.

**મુખ્ય સંસ્થાન**—ધરમપુર, વાંસદા, સચીન અને ડાંગ છે.

આ એજન્સિ સુરત જીલ્લાના કલેકટરના તાબામાં છે.

**જવાર સંસ્થાન**—આ સંસ્થાન થાણા જીલ્લામાં આવેલું છે ને તે થાણા જીલ્લાના કલેકટરના તાબામાં છે. ત્યાંનો રાજા ભીલ જાતનો છે.

**ગવરનર જનરલના તાબાનાં દેશી રાજ્યો—**

**વડોદરાનું રાજ્ય**—ગુજરાતમાં આ મોટામાં મોટું દેશી રાજ્ય છે. હિંદુસ્તાનંમાં પણ જે મોટાં મોટાં દેશી રાજ્યો છે. તેમાંનું આ એક છે. તે હિંદુસ્તાનના વાઇસરાયના તાબામાં છે. તેમના તરફથી વડોદરામાં રેસીડેન્ટ રહે છે. આ રાજ્ય એક જથે નથી પણ ખાલસા મુલક સાથે સેળભેળ થએલું છે.

**રાજ્ય વહીવટ**—રાજ્ય વહીવટ અંગ્રેજી રાજ્યની માફક થાય છે. રાજ્યના કાયદા ઘડવા માટે ધારાસભા સ્થાપી છે. ગામના વહીવટ માટે લોકલબોર્ડો સ્થાપી છે. શહેરોમાં મ્યુનિસિપાલીટી છે.

વડોદરા રાજ્ય સુધારામાં ઘણુંજ આગળ પડતું છે. આ રાજ્યમાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજિઆત આપવામાં આવે છે, મોટાં શહેરોમાં હાઈસ્કુલો અને વડોદરામાં કોલેજ સ્થાપવામાં આવી છે, ગામો ગામ પુસ્તકાલયો કાઢવામાં આવ્યાં છે.

આ રાજ્યના ચાર ભાગ પાડી તે દરેકને પ્રાંત નામ આપવામાં આવ્યું છે. ૧ કડી પ્રાંત, ૨ વડોદરા પ્રાંત, ૩ નવસારી પ્રાંત, ૪ અમરેલી પ્રાંત.

(૧) **કડી પ્રાંત**—આ પ્રાંત અમદાવાદ જીલ્લાની ઉત્તરે આવેલો છે. આ પ્રાંતની હવા સુકી અને સારી છે. મુખ્ય પાક જુવાર, બાજરી અને ઘઉં છે. એમાં પાટણ, સિદ્ધપુર, વડનગર, વિશનગર, કડી, મહેસાણા એ મોટાં ગામ છે.

(૨) **વડોદરા પ્રાંત**—આ પ્રાંત મહી અને નર્મદા નદી વચ્ચે આવેલો છે. તેમાં મુખ્ય શહેર વડોદરા છે તે ગાયકવાડ સરકારની રાજધાની છે. મુખ્ય પાક કપાસ, તમાકુ, અને બધી જાતનાં અનાજ થાય છે. તેમાં પેટલાદ, ડભોઇ, પાદરા, શિનોર એ મોટાં ગામ છે. ચાણોદ જાત્રાનું સ્થળ છે.

(૩) **નવસારી પ્રાંત**—સુરત જીલ્લાની ઉત્તર અને પૂર્વનો ભાગ આ જીલ્લા સાથે સેળભેળ થએલો છે. અહીં મુખ્ય પાક શેરડી, ડાંગર, કપાસ અને ફળો છે. તેમાં મુખ્ય ગામ નવસારી, ગણદેવી અને સોનગઢ છે.

**(૪) અમરેલી પ્રાંત**—આ પ્રાંત કાઠીઆવાડમાં આવેલો છે. ત્યાંનો મુખ્ય પાક ઘઉં, જુવાર, શેરડી અને કપાસ છે. મુખ્ય ગામ અમરેલી અને દ્વારકાં છે. દ્વારકાં જાત્રાનું ધામ છે. તેમાં શારદાપીઠના શંકરાચાર્યની ગાદી છે.

## પશ્ચિમ હિંદનાં રાજ્યો—

**કાઠીઆવાડ એજન્સી**—આ એજન્સી કાઠીઆવાડ દ્વીપકલ્પમાં આવેલી છે. આ દ્વીપકલ્પમાં એજન્સી ઉપરાંત થોડો વડોદરા રાજ્યનો મુલક, કેટલોક અમદાવાદ જીલ્લાનો ભાગ–ખાલસા મુલક અને પોર્ટુગીઝનો દીવ બેટ આવેલો છે. તેનો મધ્યભાગ ઉંચો ડુંગરાળ પ્રદેશ છે. દરિઆ કિનારો રેતાળ છે. દરિઆ કિનારો પાસે હોવાથી ત્યાંની નદીઓ ઘણી નાની છે.

**પર્વતો**—ગીરનાર, શેત્રુંજો, ગીર.

**નદીઓ**—ભાદર અને શેત્રુંજી મુખ્ય છે. બીજી નાની નદીઓ છે.

**બેટો**—દીવબેટ, બેટ શંખોદ્ધાર.

આ પ્રાંતના ચાર ભાગ કરેલા છે. દરેક ભાગમાં એક પોલીટીકલ એજન્ટ રહે છે. અને તે બધાનો ઉપરી એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ રાજકોટમાં રહે છે. આ ચાર ભાગનાં નામ (૧) હાલાર પ્રાંત (૨) ઝાલાવાડ (૩) ગોહીલવાડ (૪) અને સોરઠ પ્રાંત.

૧ **હાલાર પ્રાંત**—તેમાં મુખ્ય રાજ્યો નવાનગર (જામનગર), મોરબી, ગોંડળ, વાંકાનેર, ધ્રોળ અને રાજકોટ છે. પહેલાં ત્રણ પહેલા વર્ગનાં અને બીજાં ત્રણ બીજા વર્ગનાં છે.

**ઝાલાવાડ**—તેમાં મુખ્ય રાજ્યો ધ્રાંગધ્રા (પહેલા વર્ગનું), અને વઢવાણ તથા લીમડી (બીજા વર્ગનાં) છે.

૩ **ગોહીલવાડ**—તેમાં મુખ્ય રાજ્યો ભાવનગર પહેલા વર્ગનું અને પાલીતાણા બીજા વર્ગનું છે.

૪ **સોરઠ પ્રાંત**—તેમાં મુખ્ય રાજ્યો જુનાગઢ પોરબંદર અને જાફરાબાદ પહેલા વર્ગનાં છે. જાફરાબાદ મુસલમાની રાજ્ય છે અને તે જંજીરા સંસ્થાનના નવાબને તાબે છે.

**કચ્છ પ્રાંત**—કાઠીઆવાડની ઉત્તરે કચ્છનો અખાત મુકીને કચ્છ પ્રાંત આવેલો છે. તેમાં કેટલોક ભાગ રણનો છે. આ દેશની જમીન પથ્થરીઆ અને ડુંગરાળ છે. દક્ષિણ તરફનો ભાગ રસાળ છે, તેમાં ઘઉ, કપાસ, અને બીજું અનાજ થાય છે. આ દેશના ઘોડા વખણાય છે.

**મુખ્ય શહેર**—ભુજ અને માંડવી છે. ભુજ રાજધાનીનું શહેર છે. તેમાં ત્યાંના રાજા રહે છે તેમને મહારાવ કહે છે. ઈગ્રેજ સરકાર તરફથી અહીં પોલિટિકલ એજન્ટ રહે છે ને તે રાજકોટના એજન્ટ ટુ ધી ગવરનરના તાબામાં છે. અહીં ચાંદીનું નકશીકામ સારૂં થાય છે. માંડવી બંદર છે. તેમાં દીવાદાંડી છે.

## ખંભાતનું સંસ્થાન.

**નદીઓ**—મહી, સાબરમતી.

આ મુસલમાની રાજ્ય છે. તેનું મુખ્ય શહેર ખંભાત છે. તે દરિઆ કિનારે રાજધાનીનું શહેર છે. તેમાં ત્યાંના રાજકર્તા નવાબસાહેબ રહે છે. ખેડા જીલ્લાના કલેકટર સાહેબ આ જીલ્લાના પોલિટિકલ એજંટ કહેવાય છે. અહીં અકીકના ઘાટ સારા ઘડાય છે.

૭૦
૭૨
૭૪
૨૪
૨૨
૨૦
ડીસા
લાકડીઓને પુતળી
પાલનપુર
અતર
પાટણ
પટોળાં, કંકુ,
સુડીઓ, મરાદ
માટીનાંરમકડાં
વિસનગર
ત્રાંબાપીતળનાં
વાસણ
પેથાપુર
બાંધણી, પથ્થરનાવાડકા
વીરમગામ
રંગ, સુજની
અમદાવાદ
રેસમી સુતરાઉ
કસબી કાપડ
કપડવણજ
કામ, સાબુ
ડાકોર
ઉનાપાણીનાકુંડ
ખંભાત
અકીક કામ
ખંભાત
વડોદરા
પાઘડીઓ, ખંભાત
સુતરાઉકાપડ, કીનખાબ
નવાનગર
કંકુ, રેશમી, કસબી
સાલ્લા, ભરત કામ
શીહોર
પીતળનાં વાસણ
ધોરાજી
ઉનની ધાબળીઓ
ઘોડાનો સામાન
સુરત
રેશમી સુતરાઉ,
કસબી કાપડ
હાથીદાંત
સુખડનાં રમકડાં
દીવ
સંઘારીકામ
ગુજરાત પ્રાંત
જાણવાજેવાં સ્થળો.
અંગ્રેજી માઈલોનું માપ
૦ ૨૦ ૪૦ ૬૦ ૮૦

## જાણવા જેવાં સ્થળો.

**અમદાવાદ**—(૨૭૪૦૦) ગુજરાત મધ્યે અમદાવાદ ઘણું પ્રખ્યાત શહેર છે. તે ઇ. સ. ૧૪૧૨ માં ગુજરાતના સુલતાન અહમદશાહે વસાવ્યું હતું. અને તેના નામ ઉપરથી આ શહેરનું નામ અહમદાબાદ પડયું છે. આ શહેર મુંબાઇથી બીજે નંબરે ગણાય છે. તે અસલના વખતથી રાજધાનીનું શહેર છે અને હાલ પણ ઉત્તર વિભાગના કમીશનર સાહેબ ત્યાં રહે છે, તેથી તેને રાજનગર પણ કહે છે. તેમાં જુમ્માામસીદ, ભદ્રનો કિલ્લો, ગાયકવાડની હવેલી, શાહીબાગ, હઠીસંગની વાડી, દાદાહરીની વાવ, કાંકરીયું તળાવ, શાહાઆલમનો રોજો, સર્ખેજનો રોજો, વગેરે જોવા લાયક છે. શહેરમાં હિંદુઓનાં દહેરાં ઘણાં છે, પણ તેમાં સ્વામીનારાયણનું મંદિર ઘણું વિશાળ અને વખાણવા જોગ છે. ત્યાંનું રેશમી, સુતરાઉ ને કસબી (કિનખાબ) કાપડ ઘણું વખણાય છે. આ શહેરમાં સુતર કાંતવાની તથા સુતરાઉ કાપડની ઘણી મીલો છે, ને તેમાં ઘણા લોકોને રોજી મળે છે. અહીં આઠ હાઇસ્કુલો તથા એક મહાવિદ્યાલય (કૉલેજ) છે.

**વીરમગામ**—સુજની (રજાઇઓ) ને પંખા વખણાય છે. ત્યાં કાપડની મીલ છે ને મુનસર તળાવ છે તે ઘણું જુનું છે. મલાવ તળાવ સારૂ છે. આ શહેર પુરાતન મહાભારતના વખતનું જણાય છે.

**ધોળકા**—દાડમ, જમરૂખ અને સુંઠ વખણાય છે.

**ખારાઘોડા**—અહીં સરકાર તરફથી વરાગડુ મીઠું પકવવામાં આવે છે.

**અડાલજ**—અહીં પથ્થરની સુંદર કારીગરીવાળી મોટી વાવ છે.

**નડીઆદ**—ખેડા જીલ્લામાં મોટામાં મોટું ગામ છે. એ ચરોતરનો મધ્ય ભાગ ગણાય છે. ત્યાં વેપાર ઘણો ચાલે છે ને ખેતીની પેદાશ પણ સારી થાય છે.

**કપડવણજ**—કાચ ને સાબુ બનાવવાનાં કારખાનાં છે.

**લસુંદ્રા**—કપડવણજ તાલુકામાં છે. એની પાસે ટાઢા તથા ઉના પાણીના કુંડ છે.

**ટુવા**—ગોધરા તાલુકાનું ગામ છે. ત્યાં ઉના પાણીના કુંડ છે.

**દાહોદ**—એ પંચમહાલ જીલ્લામાં ગુજરાત અને માળવાની સરહદ ઉપર છે. ને ગુજરાતનું પૂર્વનાકુ ગણાય છે. એમાં દીલ્હીનો બાદશાહ ઔરંગઝેબ જન્મ્યો હતો.

**ભરૂચ**—આ શહેર ઘણું પુરાતન ભૃગુઋષિના વખતનું નર્મદા નદીના કાંઠા ઉપર છે. એમાં કાપડની મીલો છે. બંદર હોવાથી વહાણમાં માલ આવે છે. ત્યાં બળી રાજાની ચોરી ને ભૃગુ ઋષિનું દહેરૂં જોવા લાયક છે.

**શુકલતીર્થ**—નર્મદા નદીને કિનારે જાત્રાનું સ્થળ છે. ત્યાં દર કાર્તિકી પુનમે મેળો ભરાય છે. તેની પાસે કબીરવડ નામનો મોટો વડ છે.

**સુરત** (૧૧૮૦૦)—સુરત જીલ્લાનું મુખ્ય શહેર છે. તાપી નદીના ડાબા કિનારા ઉપર આ શહેર આવેલું છે. ત્યાં થોડા વરસપર ઘણો વેપાર ચાલતો હતો. અહીં અંગ્રેજોએ પહેલી કોઠી નાખી હતી અને પછી ત્યાંથી મુંબાઈ લઈ ગયા.

**ઉંનાઈ**—ઉના પાણીના કુંડ છે.

**વલસાડ**—સાગ અને ગોળ વખણાય છે.

**બોરવલી**—થાણા જીલ્લામાં છે એની પાસે કેનેરીની ગુફાઓ જોવા લાયક છે.

**સાદરા**—મહીકાંઠા એજન્સીનું સદર સ્ટેશન છે. અહીં અંગ્રેજી લશ્કરી છાવણી છે. તાલુકદારોના કુંવરોને માટે "સ્કૉટ કૉલેજ" નામની પાઠશાળા છે.

**પેથાપુર**—બાંધણી ( સ્ત્રીઓને પહેરવાનું કપડું ), તથા પથ્થરના વાડકા, ખલ તથા છરી, ચપ્પુ, તાળાં વગેરે સારાં થાય છે.

**ખેડબ્રહ્મા**—ઈડર સંસ્થાનમાં જાત્રાનું સ્થળ છે, તેમાં બ્રહ્માની મૂર્તિ છે.

**ખંભાત**—સુતરાઉ કાપડ, શેત્રંજીઓ, ને અકીક કામ બોરીઆં, એરીંગ, ચુનીઓ વગેરે સારૂ થાય છે. આ શહેર ઘણું પુરાતન છે. ને પહેલાં ભવ્ય હતું. એનું મૂળ નામ સ્તંભાવતી છે. હાલ ત્યાં નવાબ રાજ્ય કરે છે.

**વડોદરા**—ગાયકવાડ સરકારની રાજધાની છે. તેમાં સુતરાઉ કાપડ, પાઘડીઓ, સાડીઓ વગેરે થાય છે.

**પાટણ**—વડોદરા રાજ્યના કડી પ્રાંતમાં છે એ અસલ ગુજરાતની રાજધાની હતું. (અણહીલપુર પાટણ) એમાં પટોળાં, કંકુ, સુડીઓ, મશરૂ તથા માટીનાં રમકડાં ઘણાં સારાં થાય છે.

**વિસનગર**—તાંબા પીતળનાં વાસણ ઘણાં સારાં થાય છે.

**પાલણપુર**—ચંપાનું અને કેવડાનું અત્તર થાય છે.

**ડીસા**—પાલણપુર સંસ્થાનમાં છે. ત્યાં અંગ્રેજી લશ્કરની છાવણી છે.

**નવાનગર**—કાઠીઆવાડમાં જામરાજાની રાજધાનીનું શહેર છે. એમાં કંકુ, રેશમી અને કસબી કપડાં ને ભરતકામ સારૂં

થાય છે. જામનગરના કસબી સાલ્લા ઘણા વખણાય છે. અહીંના દરિઆમાંથી ઉત્તમ મોતી નીકળે છે, તેનું બીજું નામ જામનગર છે.

**ગોંડળ**—ગરાશીઆઓના કુંવરોને ભણવાની હાઇસ્કુલ છે.

**રાજકોટ**—કાઠીઆવાડ એજન્સીના એજંટ ટુ ધી ગવરનર જનરલ રહે છે. રાજકુમાર કૉલેજ, અને ટ્રેનિંગ સ્કુલ છે.

**ધોરાજી**—ગોંડળના રાજ્યમાં છે. ત્યાં ઉનની ધાબળીઓ થાય છે. તેમજ ઘોડાનો સામાન ને રમકડાં થાય છે,

**દીવ**—કાઠીઆવાડની દક્ષિણે ફિરંગી લોકોનો બેટ છે. એમાં રંગાટી કામ સારૂ થાય છે.

**શીહોર**—કાઠીઆવાડમાં છે. ત્યાંનાં તાંબા પીતળનાં વાસણ વખણાય છે.

**જુનાગઢ**—એને ગઢ, જીર્ણદુર્ગ, જીરણગઢ વગેરે નામો કહે છે. ત્યાં મહાવિદ્યાલય છે.

## જાત્રાનાં સ્થળો.

**આબુ**—ગુજરાતની ઉત્તરે છે. એના ઉપર શ્રાવક લોકોના ધર્મનાં ભવ્ય દેવળો છે. એ દેલવાડા કે દેવળવાડા કહેવાય છે. તેની કારીગરી ઘણીજ વખણાય છે.

**અંબાજી**—એમાં અંબા માતાનું સ્થાન છે. અહીં કુંભારીઆના શ્રાવક લોકોનાં દહેરાં છે. તે જોવા લાયક છે. ત્યાં મોટી જાત્રા ભરાય છે. એ ઈડર પાસે દાંતાના રાણાના તાબામાં છે. ( પાસે ગબરનો પહાડ છે. )

**શામળાજી**—ઇડરના રાજ્યમાં છે. ત્યાં દર સાલ કાર્તકી પુનમે મેળો ભરાય છે.



ગુજરાત પ્રાંત
યાત્રાનાં સ્થળ
નહાવાનાં સ્થળ
અંગ્રેજી માઈલોનું માપ
૦ ૨૦ ૪૦ ૬૦ ૮૦
ગીરનાર
ગઢડા
પાલીતાણા
ઘોઘા
સોમનાથપાટણ
વડતાલ
ડાકોર
પાવાગઢ
શુકલતીર્થ
ચાંદોદ
દીવ

**બહુચરાજી**—કડી પ્રાંતમાં બહુચરા માતાનું સ્થાન છે.

**સિદ્ધપુર**—કડી પ્રાંતમાં સરસ્વતિ નદી ઉપર છે. ત્યાં માતૃ શ્રાદ્ધ કરે છે. અને પવિત્ર તિર્થ ગણાય છે. અહીં રૂદ્રમાળનાં જુનાં ખંડેર છે જે પ્રસિદ્ધ છે.

**ઊંઝા**—કડી પ્રાંતમાં છે. ત્યાં કડવાકણબીની કુળદેવી છે.

**ડાકોર**—ખેડા જીલ્લાના ઠાસરા તાલુકામાં શ્રી રણછોડજીનું મોટું ધામ છે. ને ત્યાં દર પુનમે જાત્રા ભરાય છે.

**વડતાલ**—ખેડા જીલ્લાના નડીઆદ તાલુકામાં શ્રી સ્વામિ-નારાયણના ધર્મનું મુખ્ય ધામ છે.

**પાવાગઢ**—પંચમહાલમાં ડુંગર ઉપર કાળીકા માતાનું ધામ છે. આ ડુંગર જોવા લાયક છે. કિલ્લો ને દેવળ જીર્ણ થઇ ગયાં છે. એની પાસે ચાંપાનેર ગામ છે. એ અસલ ઘણું મોટું શહેર હતું.

**ચાણોદ** અને **કરનાળી**—નર્મદા નદીને કાંઠે પવિત્ર સ્થળ ગણાય છે. અહીં ચૈત્રી પુનમે મોટો મેળો ભરાય છે. ને લોકો નર્મદા સ્નાન કરે છે.

**શુકલતીર્થ**—ભરૂચ જીલ્લામાં નર્મદા કાંઠે પવિત્ર સ્થળ છે. અહીં મોટો મેળો ભરાય છે. પાસે બેટમાં કબીર વડ છે. એ વડ ઘણોજ મોટો છે. આ ઝાડ ગુજરાતમાં મોટામાં મોટું જોવા લાયક છે.

**ઉદવાડા**—આ ગામ સુરત જીલ્લાના પારડી તાલુકામાં છે. એ પારસી લોકોના ધર્મનું મુખ્ય સ્થાન ગણાય છે. પ્રથમ પારસી લોકો અહીં આવ્યા હતા એમ કહે છે.

**બહુધાન**—સુરત જીલ્લાના માંડવી તાલુકામાં છે. ત્યાં દર-બાર વરસે સીંહસ્થના વર્ષમાં જાત્રા ભરાય છે.

**વૌઠા**—અમદાવાદ જીલ્લામાં સાબરમતિ નદીને કાંઠે છે. ત્યાં સાત નદીઓનું પાણી ભેગું થાય છે. ને કાર્તકી પુનમે મેળો ભરાય છે.

**ગઢડા**—કાઠીઆવાડમાં ભાવનગરના રાજ્યમાં છે. એ સ્વામિનારાયણના ધર્મનું જાત્રાનું સ્થળ છે.

**પાલીતાણા**—કાઠીઆવાડમાં શેત્રુંજાના ડુંગર પાસે છે. અહીં શેત્રુંજાના ડુંગર ઉપર જૈન લોકોનાં પ્રખ્યાત જોવા લાયક દહેરાં છે. ત્યાં જૈન લોકો જાત્રાએ જાય છે.

**ગીરનાર**—કાઠીઆવાડમાં જુનાગઢ પાસે ડુંગર છે. તે ઉપર હિંદુ ધર્મનાં તથા જૈન ધર્મનાં દહેરાં ઘણાં જોવા લાયક છે.

**દ્વારકાં**—ગુજરાતની ને કાઠીઆવાડની છેક પશ્ચિમે હિંદુ લોકોનું જાત્રાનું ઠેકાણું છે. અસલના વારામાં અહીં શ્રી કૃષ્ણે રાજ્ય કર્યું હતું. એ રણછોડજીનું મુખ્ય ધામ કહેવાય છે. એ ગાયકવાડ સરકારના તાબામાં છે.

**બેટ**—દ્વારકાંથી સાત મૈલ ઉપર શંખોદ્ધાર નામનો બેટ છે. એ હિંદુ લોકોનું જાત્રાનું મોટું ધામ છે.

**સોમનાથ પાટણ**—કાઠીઆવાડમાં જુનાગઢના રાજ્યમાં વેરાવળ પાસે આવેલું છે. એમાં અસલ સોરઠી સોમનાથ મહાદેવનું દહેરૂં ઘણું પ્રખ્યાત હતું.

**પોરબંદર**—આ શહેરમાં સુદામાનું મંદિર છે. અસલ આ સુદામાપુરી હશે એમ જણાય છે.




# ગુજરાત પ્રાંત

અંગ્રેજી માઈલોનું માપ

0 ૨૦ ૪૦ ૬૦ ૮૦

## વનસ્પતિ અને ખનીજ

ખનીજની તળે લીટી દોરી છે.

## ગુજરાતની રેલ્વે.

૧ આ પ્રાંતમાં સૌથી મોટી બોમ્બે, બરોડા એન્ડ સેન્ટ્રલ ઇંડિયા રેલ્વે ( બી. બી. સી. આઇ રેલ્વે ) છેક દક્ષિણે થાણા જીલ્લાથી શરૂ થઈ સુરત જીલ્લામાં વલસાડ, નવસારી, અંકલેશ્વર, ભરૂચ, કરજણ વડોદરા, આણુંદ અમદાવાદ થઈ વિરમગામ સુધી જાય છે.

**આ લાઇન પરનાં જંકશનો:—**

૧ **સુરત જંકશન**—સુરતથી તાપ્ટી વેલી રેલ્વે નંદુબાર તરફ જાય છે.

૨ **અંકલેશ્વર જંકશન**—અંકલેશ્વરથી નાંદોદ જાય છે.

૩ **મીયાગામ જંકશન**—મીયાગામથી શીનોર જાય છે. બીજી મીયાગામથી ડભોઇ થઇ બોડેલી જાય છે.

૪ **વિશ્વામિત્રિ જંકશન**—વિશ્વામિત્રિથી પાદરે થઇ માસર અને ડભોઈ થઈ ચાણોદ જાય છે.

૫ **વડોદરા જંકશન**—વડોદરેથી ગોધરા જાય છે.

૬ **આણુંદ ,,** —આણુંદથી ડાકોર, ગોધરા થઇ રતલામ જાય છે. બીજી આણુંદથી પેટલાદ થઇ ખંભાત જાય છે. અને પેટલાદથી સોજીત્રા થઇ વસો જાય છે. અને પેટલાદથી ધામજ થઈ ભાદરણ જાય છે.

૭ **નડીઆદ ,,** —નડીઆદથી કપડવણજ જાય છે.

૮ **અમદાવાદ ,,** —અમદાવાદથી દહેગામ થઈ અમનગર જાય છે, બીજી અમદાવાદથી ધોળકા જાય છે. અને ધોળકાથી ધંધુકાથી બોટાદ જાય છે.

## ૨ રજપુતાના માળવા રેલ્વે અમદાવાદથી મહેસાણા અને પાલણપુર થઈ આબુરોડ થઇ દિલ્હી જાય છે.

**૧ કલોલ જંકશન**—કલોલથી એક ફાંટો કડી થઇ ભોયણી અને બીજો ફાંટો વિજાપુર જાય છે.

**૨ મહેસાણા જંકશન**—મહેસાણાથી વિસનગર થઇ ખેરાળુ જાય છે અને બીજી મહેસાણાથી પાટણ થઇ વાગડોદ જાય છે. એક લાઈન મહેસાણાથી વિરમગામ થઇ વઢવાણ જાય છે.

આ સિવાય બીજા નાના ફાંટા નકશામાં જોવાથી જણાશે.

## ૩ કાઠીઆવાડની રેલ્વેઃ—

**૧ વડવાણ જંકશન**—એક લાઇન વઢવાણથી ધ્રાંગધ્રા જાય છે. બીજી વઢવાણથી વાંકાનેર જાય છે ને ત્રીજી વઢવાણથી ધોળા થઈ ભાવનગર જાય છે. એક ફાંટો બોટાદથી જસદણ અને બીજો નિંગાળાથી ગઢડા જાય છે.

૨ ધોળાથી જેતલસર થઇ પોરબંદર જાય છે.

૩ વેરાવળથી જુનાગઢ, જેતલસર, ગોંડળ અને રાજકોટ થઈ મોરબી જાય છે.

૪ રાજકોટથી એક ફાંટો નવાનગર જાય છે.

૫ ચીતળથી એક ફાંટો અમરેલી થઇ ચલાણા જાય છે.

આ સિવાય બીજા નાંના ફાંટા હાલ થયા છે તે નકશા-પરથી જોવા.

૬ નવાનગરથી દ્વારકાં અને આડત્રા બંદરે જાય છે.




મુંબાઈ ઈલાકો
સીમા,ક્ષેત્રફળ અને
કુદરતી વિભાગ.
બલુચિસ્તાન
પંજાબ
સિંધ
પ્રાંત
રજપુતાના
કચ્છ
ગુજરાત
મધ્યહિંદુસ્તાન
મધ્યપ્રાંત
અને
વરાડ
નિઝામનું
રાજ્ય
મદ્રાસ
ઈલાકો
મ્હેસુર
લંબાઈ ૧૦૦૦ માઈલ.
ક્ષેત્રફળ બે લાખ ચો. માઈલ છે.
પહોળાઈ ૨૦૦ માઈલ.

# મુંબાઈ ઈલાકો.

આપણે ગુજરાત પ્રાંતની હકીકત જાણી. ગુજરાત પ્રાંત જેવા ઘણા પ્રાંત મળીને ઈલાકો થાય છે. ગુજરાત પ્રાંત જે ઇલાકામાં આવ્યો છે તેને મુંબઈ ઇલાકો કહે છે. આ ઈલાકામાં મોટામાં મોટું શહેર મુંબાઈ છે. ને તે ઇલાકાની રાજ્યધાની (ગવર્નર—સુબાને રહેવાનું સ્થળ ) છે. તે ઉપ-રથી આ ભાગનું નામ મુંબાઇ ઇલાકો પડયું છે. આવા ઘણા ઈલાકા અને પ્રાંતો મળીને એક દેશ થાય છે. આપણો મુંબઇ ઇલાકો હિંદુસ્તાન દેશમાં આવ્યો છે. હવે તમારે મુંબઈ ઈલાકાની હકીકત શીખવાની છે.

**સીમા**—ઉત્તરે બલુચિસ્તાન અને પંજાબનો થોડો ભાગ આવેલો છે. પૂર્વે રજપૂતાના, મધ્યહિંદ એજન્સી, મધ્ય પ્રાંતો અને નિઝામનું રાજ્ય છે. દક્ષિણે મ્હૈસુરનું રાજ્ય અને મદ્રાસ ઇલાકો આવેલાં છે અને પશ્ચિમે અરબી સમુદ્ર અને બલુચિસ્તાન છે.

**ક્ષેત્રફળ અને વિસ્તાર.**

આ ઇલાકાનું ક્ષેત્રફળ બે લાખ ચોરસ માઇલ છે. તેની વધારેમાં વધારે લંબાઇ ૧૦૦૦ માઈલ અને પહોળાઈ ૨૦૦ માઈલ છે. અને તેની વસ્તી ત્રણ કરોડ માણસની છે. એટલે પહોળાઈ કરતાં લંબાઇ પાંચ ગણી છે. અને તે ખેડા જીલ્લા કરતાં ૧૧૫ ગણો મોટો છે. ( તેમાં દેશી રાજ્યોનું ક્ષેત્રફળ ... હજાર ચોરસ માઇલ અને વસ્તી ૭૪ લાખં માણસની છે.)

## મુંબઇ ઇલાકાના કુદરતી વિભાગો.

૧ **સિંધપ્રાંત**—આ પ્રાંત ઉત્તરમાં આવેલો છે. તેમાં સિંધી ભાષા બોલાય છે. વસ્તીનો ઘણો ભાગ મુસલમાન છે. (૨) **કચ્છપ્રાંત**-આ પ્રાંત સિંધની દક્ષિણે અને કાઠીઆવાડની ઉત્તરે આવેલો છે. ત્યાં બોલવામાં કચ્છી બોલી વપરાય છે. (૩) **ગુજરાતપ્રાંત**-આ પ્રાંતમાં ગુજરાતી ભાષા બોલાય છે. (૪) **મહારાષ્ટ્ર**-ગુજરાતની દક્ષિણે આવેલો છે. આ ભાગમાં મરાઠી ભાષા બોલાય છે. (૫) **કાનડા**-છેક દક્ષિણે આવેલો છે. અહીં કાનડી ભાષા બોલાય છે.

રાજ્યતંત્ર બરાબર ચલાવવા માટે આ ઈલાકાના નીચે પ્રમાણે ભાગ પાડેલા છે. સિંધ વિભાગ, ઉત્તર વિભાગ, મધ્ય વિભાગ, દક્ષિણ વિભાગ, મુંબઇ પરાં વિભાગ, પશ્ચિમ હિંદનાં રાજ્યોની એજન્સી, અને વડોદરાનું રાજ્ય.

**ભૂ પૃષ્ઠ.**

આ ઈલાકાનો સિંધ, કચ્છ, કાઠીઆવાડ અને પશ્ચિમ કિનારાનો (કોકણનો) ભાગ દરિયા કિનારે છે. તે ભાગ સમુદ્રની સપાટી બરોબર છે; એટલે તે ૬૦૦ ફુટની અંદરની ઉંચાઈએ આવેલો છે. ગુજરાતનો જે ડુંગરાળ પ્રદેશ છે તે તથા કાઠીઆવાડનો મધ્ય ભાગ તેના કરતાં વધારે ઉંચો છે. (૬૦૦ થી ૧૨૦૦ ફુટ). દક્ષિણે પૂર્વઘાટ અને પશ્ચિમ ઘાટ વચ્ચેનો પ્રદેશ તેથી વધારે ઉંચો છે (૧૨૦૦ થી ૩૦૦૦ ફુટ) પશ્ચિમ ઘાટ સૌથી વધારે ઉંચો છે. તેમાંનો કેટલોક ભાગ લગભગ ૬૦૦૦ ફુટની ઉંચાઈ સુધી પહોંચ્યો છે.

સિંધનો ભાગ સપાટ મેદાન છે, અને તેની પૂર્વનો

ભાગ રણ છે. કચ્છની ઉત્તરે મોટું રણ આવેલું છે. આ રણ ઉજ્જડ છે અને તેમાં પાણી બીલકુલ મળતું નથી.




ગુજરાતનો પૂર્વભાગ સાતપુડા પર્વતનો પહાડી મુલક છે. ગુજરાતનો મધ્ય ભાગ સપાટ છે, અને તેના દક્ષિણ તરફના ખંભાતના અખાત તરફના ઢોળાવને લીધે ઉત્તર અને પૂર્વના ડુંગરી પ્રદેશની માટી ધોવાઈને દક્ષિણના ભાગમાં તણાઈને આવવાથી ખાસ કરીને નર્મદા અને સાબરમતી વચ્ચેની જમીન ઘણીજ ફળદ્રુપ છે. તેથી ઉત્તમ પ્રકારની ખેતી થાય છે. અને ઉત્તર અને પૂર્વની નદીઓના ખંભાતના અખાત

તરફના વહેણને લીધે તે નદીઓના મુખ આગળના ભાગોનો પ્રદેશ (ચરોતર) ઉત્તમ ગણાય છે. કાઠીઆવાડના દક્ષિણ ભાગમાં દરિયા કિનારાપર ખેતી સારી થાય છે. અને ત્યાં નાળીએરીનાં ઝાડ ઘણાં થાય છે. વચલો ભાગ ડુંગરા વાળો છે તેને ગીર કહે છે તેમાં તથા ગીરનારના ભાગમાં ઢોરનો ચારો સારો થાય છે. ત્યાંની ભેંસો ઘણી મોટી અને જબરી થાય છે. આ ભાગની પત્થરીઆ જમીન છે તેથી તેમાં ખેતી સારી થતી નથી. મહારાષ્ટ્રના સહ્યાદ્રિ પર્વતને લીધે બે ભાગ પડે છે. એક મહારાષ્ટ્ર અને બીજો કોકણપટ્ટી. તેમાં કોકણપટ્ટીનો મુલક ડુંગરાળ છે ને તેમાં ડાંગરનો પાક પુષ્કળ થાય છે. સહ્યાદ્રિના પૂર્વ તરફના ભાગનો ઢોળાવ ઘણો લાંબો હોવાથી તે ભાગ સપાટ અને ફળદ્રુપ છે. દક્ષિણ વિભાગના દક્ષિણ ભાગમાં ( કાનડા જીલ્લામાં ઝાડી ઘણી છે. )

**પર્વતો—**

૧ હાલા અથવા **ખિરથર**—સિંધની પશ્ચિમે આવેલો છે.

૨ **ગીરનાર** (૩૫૦૦), ગીર, અને **શેત્રુંજો** (૨૫૦૦) કાઠીઆવાડમાં છે.

૩ **આબુ** (૫૬૦૦) **અરવલી**નો ફાંટો અને **આરાસુર** ઉત્તર ગુજરાતમાં સરહદ ઉપર આવેલા છે.

૪ **વિંધ્યાચળ** અને **સાતપુડા**—તેના ગુજરાતની પૂર્વ સરહદ ઉપર ફાંટા છે. વિંધ્યાચળના પંચમહાલમાં આવેલા છેડાને **પાવાગઢ** (૨૫૦૦) કહે છે. અને સાતપુડાનો

ગુજરાતમાં આવેલો ભાગ **રાજપીપળાના ડુંગરના** નામથી ઓળખાય છે.

૫ **સહ્યાદ્રિ** અથવા **પશ્ચિમઘાટ**—દક્ષિણમાં ઉત્તરદક્ષિણ આવેલો છે. તેમાં તાપીનદીની દક્ષિણના ભાગમાં અજન્ટા અને કૃષ્ણાની ઉત્તરના ભાગમાં મહાદેવ નામની ટેકરીઓ છે. તેનાં મુખ્ય શિખરો મહાબળેશ્વર (૪૯૦૦), માથેરાન, દેવલાલી, લોનાવલા અને કળસુબાઈ (૫૫૦૦) હવા ખાવાનાં સ્થળ છે. કળસુબાઇ આ ઈલાકામાં ઉંચામાં ઉંચુ શિખર છે.

સહ્યાદ્રિ પર્વતમાં બે ઘાટો આવેલા છે. ૧ થળઘાટ ૨ બોરઘાટ. થળઘાટ થઇને નાશિક જવાય છે અને બોરઘાટ થઇને પુના જવાય છે.

જી. આઇ. પી. રેલ્વે ઘાટોમાં કોરી કાઢેલા રસ્તા છે યાં થઇને જાય છે.

**નદીઓ**—પૃથ્વી ઉપરનું પાણી તાપની ગરમીથી ૧કાઇને તેની વરાળ થઈ ઉંચે ચડે છે. તે વરાળનાં ઠંડીથી ઠરી જઇને વાદળાં થાય છે ને તે વાદળાંનો વરસાદ પડે છે, નું પાણી પર્વત અને ટેકરા ઉપરથી નીચે ઉતરે છે તે તથા જમીન ઉપર પડેલું પાણી એકઠું થઈ નદી થઈને નીચાણના ાગ તરફ વહે છે. અને છેવટે સમુદ્રને મળે છે.

આ ઈલાકાની નદીઓના પ્રવાહની દિશા જોતાં સિંધમાં મીનનો ઢાળ દક્ષિણ તરફનો છે. શુદ્ધ ગુજરાતના ઉત્તર ાફનો ઢાળ પશ્ચિમ તરફ-ખંભાતના અખાત તરફ અને

દક્ષિણમાં સહ્યાદ્રિ પર્વતની પૂર્વનો ઢાળ પૂર્વ તરફ છે. એટલે તે તરફ જમીન નીચી થતી જાય છે તેથી નદીઓ તે તરફ વહે છે.

**સિંધુ નદી** (૧૮૦૦) હિમાલય પર્વતમાંથી નીકળી પંજાબમાં થઇ સિંધમાં દક્ષિણ તરફ વહી અરબી સમુદ્રને મળે છે. આ નદી વારંવાર પોતાનો રસ્તો બદલે છે તેથી તેના ઉપર મોટાં શહેરો નથી. સિંધમાં વરસાદ ઓછો પડે છે તેથી આ નદીમાંથી નહેરો ખોદી તે પાણી ખેતીના ઉપયોગમાં લે છે અને ખેતી કરે છે. વળી તે ઉત્તરમાંથી કાંપ ખેંચી લાવી બંને કાંઠા ઉપર પાથરે છે તેથી જમીન ફળદ્રુપ બને છે. અને તેમાં ઘઉં સારા થાય છે. તેના મુખ આગળ ત્રિકોણ પ્રદેશ છે તે પણ ફળદ્રુપ છે તેમાં ડાંગર થાય છે. આ નદીના મૂળ આગળ પર્વત ઉપરનું બરફ ઉનાળામાં પીગળે છે તેના પાણીથી ઉનાળામાં તેમાં રેલ આવે છે. આ નદી સિંધમાં એક મોટો જળમાર્ગ છે ને ઘણે લાંબે સુધી વહાણો ફરી શકે છે. એના ઉપર મુખ્ય શહેર હૈદરાબાદ અને મુખ આગળ કરાંચી બંદર છે. અહીં ઈજીપ્શીઅન કપાસ ઉગાડવાનો શરૂ કર્યો છે ને તે ઘણો સારો થાય છે.

## ગુજરાતની નદીઓ.

**બનાસ અને સરસ્વતી**—અરવલીના ડુંગરમાંથી નીકળી કચ્છના રણમાં જાય છે. આ નદીઓ સમુદ્રને મળતી નથી તેથી કુંવારીકા કહેવાય છે.

**ભાદર અને શેત્રુંજી**—કાઠીઆવાડમાંથી ગીર પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે.

**સાબરમતી**—અરવલીના ડુંગરમાંથી નીકળી દક્ષિણ તરફ વહી ખંભાતના અખાતને મળે છે. એના ઉપર મુખ્ય શહેર અમદાવાદ છે.

**મહી**—ડુંગરપુરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એના ઉપર મુખ્ય શહેર ખંભાત છે.

**નર્મદા**—(૭૩૫) અમર કંટકના પર્વતમાંથી ( મધ્ય પ્રાંતમાંથી) નીકળી ખંભાતના અખાતને મળે છે. આ નદી પવિત્ર ગણાય છે. તેમાં લગભગ ૧૦૦ માઇલ સુધી વહાણો ફરી શકે છે, તેના ઉપર ચાણોદ અને ભરૂચ શહેર છે, એમાં સુરપાણનો ધોધ છે.

**તાપી** (૪૦૦)—સાતપુડા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર મુખ્ય શહેર સુરત છે.

**દક્ષિણની નદીઓ**—દક્ષિણની જમીનનો ઢાળ પશ્ચિમથી પૂર્વ તરફનો છે તેથી ત્યાંની નદીઓ પશ્ચિમ તરફથી પૂર્વ તરફ વહે છે. સહ્યાદ્રિ પર્વતની પશ્ચિમ બાજુ એ દરિયા કિનારો પાસે હોવાથી તે તરફ એકે નદી નથી. પૂર્વ તરફ વહેનારી નદીઓનાં મૂળ આ પર્વતમાં છે.

**ગોદાવરી**—(૯૦૦) સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે. તેના ઉપર મુખ્ય શહેર નાસિક અને ત્ર્યંબક છે.

**કૃષ્ણા અને ભીમા**—મહાબળેશ્વરના ડુંગરમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે.ભીમા ઉપર પંઢરપુર છે.

**સરોવરો—મંચર** સરોવર સિંધમાં અ
સરોવર મહારાષ્ટ્રમાં આવેલાં છે.

**ધોધ—૧ સુરપાણનો ધોધ** નર્મદાનદીમ
થોડે દૂર આવેલો છે.

૨ **ગેર સપ્પાનો ધોધ**—કાનડા જીલ્લામાં શ
નદીમાં ૯૦૦ ફુટની ઉંચાઇએથી પડે છે. આખી દુ
આ ધોધ સૌથી વધારે ઉંચાઇએથી પડે છે.

૩ **ગોકાકનો ધોધ**—બેલગામ જીલ્લામાં ઘટ
નદીમાં આ ધોધ છે. તે ૧૭૫ ફુટની ઉંચાઇએથી પડે
આ ધોધના બળથી વીજળી ઉત્પન્ન કરી તે વડે સાંચા
ચલાવવામાં આવે છે.

**અખાત—કચ્છનો** અખાત કચ્છ અને કાઠીઆવાડના વચ્ચે આવેલો છે. **ખંભાતનો** અખાત કાઠીઆવાડની પૂર્વે આવેલો છે.

**સમુદ્ર-અરબી સમુદ્ર** આ ઈલાકાની પશ્ચિમેઆવેલો છે.

**નહેરો**—જ્યાં વરસાદ ઓછો પડે છે ત્યાં નદીઓમાંથી નહેરો ખોદી તેના પાણી વડે ખેતી કરવામાં આવે છે. સિંધમાં ૨૯૦૦ માઇલ નહેરો છે. અને તેનાથી ૧૦ લાખ એકર જમીનને પાણી પુરૂ પડે છે. મુંબાઇ ઈલાકાના બીજા ભાગોમાં ૫૦૦ માઇલ નહેરો છે અને ૫૭૦૦૦ એકર જમીનને પાણી પુરૂ પડે છે. ગુજરાતમાં હાથમતીની નહેર છે અને અહમદ નગરની પ્રવરા નદીમાંથી લાખ નહેર કહાડેલી છે. સોલાપુર જીલ્લામાં નીરા અને ગોકાક નહેર છે.



સિંધ
આબુ
સિદ્ધપુર
અંબા
દ્વીપો, ભૂશિરો, દ્વીપકલ્પ,
બંદરો, રણ, જાત્રાનાં અને
હવાખાવાનાં સ્થળો.
સ્વા. ન.
જૈન
પારસી
કચ્છ
રણ
માંડવી
બેટ
વડતાલ
ડાકોર
ગઢડા
ગીરનાર
પાલીતાણા
પોરબંદર
વેરાવળ
પ્રભાસપાટણ
દીવબંદર
દમણ
ઉદવાડા
ત્ર્યંબક
નાસિક
દેવલાલી
માથેરાન
ખંડાલા
લોણાવલા
મહાબળેશ્વર
પંઢરપુર
મુંબાઈ
ધારાપુરી
રત્નાગિરિ
ગોવા
કારવાર
સિંધ
કરાંચી

## દ્વીપો, ભૂશિરો, દ્વીપકલ્પ, બંદરો અને રણઃ-

**દ્વીપો (બેટો)**-(૧) **બેટ શંખોદ્ધાર**-કાઠીઆવાડની પશ્ચિમે આવેલો છે. ૨ **દીવ બેટ**-કાઠીઆવાડની દક્ષિણે છે. તે પોર્ટુગીઝને તાબે છે. ૩ **મુંબાઇ બેટ**-તે આ ઇલાકાની રાજધાનીનું શહેર છે. તે બેટમાં વસેલું છે. (૪) **ઘારાપુરી** મુંબાઇની પૂર્વે આવેલો છે. **સાષ્ટી** થાણા જીલ્લામાં આવેલો છે.

**ભૂશિરો**—(૧) મોંઝ ભૂશિર સિંધમાં પશ્ચિમે આવેલી છે. (૨) **જગત પોઈંટ** કાઠીઆવાડની પશ્ચિમે અને (૩) **દીવ** કાઠીઆવાડની દક્ષિણે આવેલી છે.

**દ્વીપકલ્પ**--**કાઠીઆવાડ**ની ઘણી બાજુએ પાણી આવી એક દ્વીપકલ્પ બનેલો છે.

**બંદરો**--**કરાંચી, મુંબાઈ** અને **કારવાર** આ ઇલાકાનાં મુખ્ય બંદરો છે. મુંબાઈ આપણા ઇલાકામાં અને હિંદુસ્તાન દેશમાંનું પહેલા નંબરનું ઉત્તમ બારાવાળું બંદર છે. અને ઘણો વેપાર આ બંદર મારફતે થાય છે. **કરાંચી** આ ઇલાકામાં બીજા નંબર છે. અને ત્યાંથી પણ ઘઉં, કપાસ, ઉન વગેરે પરદેશ જાય છે, ને વેપાર સારો ચાલે છે, ત્રીજા નંબરનું વહાણો સહીસલામત રહી શકે એવું બારાવાળું બંદર કારવાર છે, કાઠીઆવાડમાં દ્વારકાં પાસે ગાયકવાડ સરકારનું **ઓખા પોર્ટ** નામનું ઉત્તમ બંદર થયું છે અને ત્યાંનો વેપાર વધવા લાગ્યો છે. બીજાં કેટલાંક નાનાં બંદરો છે.

**રણ**—કચ્છનું રણ કચ્છની ઉત્તરે અને પૂર્વે આવેલું છે. તેનું ક્ષેત્રફળ લગભગ ૮૦૦૦ ચોરસ માઇલ છે. તે ક્ષારવાળું રેતીનું મેદાન છે.

## મુંબાઈ ઇલાકાનાં જાત્રાનાં સ્થળો.

**દ્વારકાં**—ઓખામંડળમાં ગાયકવાડ સરકારના તાબાનું દરિયા કિનારે શહેર છે. તે હિંદુનું જાત્રાનું ધામ છે. અસલ શ્રીકૃષ્ણની રાજ્યધાની હતું. **પ્રભાસપાટણ**–જુનાગઢના તાબાનું ગામ છે. તેમાં સોમનાથ મહાદેવનું દહેરૂં છે. ઇ. સ. ૧૦૨૪ માં મહમદ સુલતાને તેના ઉપર સ્વારી કરી હતી. **ગીરનાર** અને **પાલીતાણા**માં જૈનનાં સુંદર દહેરાં છે. તે જૈન લોકોનાં જાત્રાનાં સ્થળ છે. **ગઢડા**–ભાવનગરના રાજ્યમાં સ્વામિનારાયણ સંપ્રદાયનું મોટું ધામ છે. **અંબાજી**–એમાં અંબા માતાનું સ્થાન છે. અને કુંભારીઆના શ્રાવક લોકોનાં દહેરાં છે, તે જોવા લાયક છે. તે દાંતાના રાણાના તાબામાં છે. **સિદ્ધપુર**–કડી પ્રાંતમાં સરસ્વતિ નદી ઉપર છે. ત્યાં માતૃ શ્રાદ્ધ કરે છે, અને પવિત્ર તિર્થ ગણાય છે. ત્યાં રૂદ્રમાળનાં જુનાં ખંડેર છે. **ડાકોર**–ખેડા જીલ્લામાં શ્રી રણછોડજીનું મોટું ધામ છે. ત્યાં દર પુનમે જાત્રા ભરાય છે. **વડતાલ**–ખેડા જીલ્લામાં નડીઆદ પાસે શ્રી સ્વામિનારાયણના ધર્મનું મુખ્ય ગાદીનું ધામ છે. **ચાણોદ**–નર્મદા નદીને કાંઠે પવિત્ર સ્થળ ગણાય છે. **નાશિક**–ગોદાવરી ઉપર જાત્રાનું સ્થળ છે. સિંહસ્થ વર્ષમાં અહીં મોટી જાત્રા ભરાય છે. **ત્ર્યંબક**–ગોદાવરીના મૂળ પાસે જાત્રાનું સ્થળ છે. **પંઢરપુર**–સોલાપુર જીલ્લામાં ભીમા નદી ઉપર જાત્રાનું

સ્થળ છે. **ઉદવાડા**–સુરત જીલ્લામાં પારસી લોકોનું જાત્રાનું સ્થળ છે. પ્રથમ પારસી લોકો અહીં આવ્યા હતા એમ કહે છે.

**હવાખાવાનાં સ્થળો**—( નકશામાં નામ તળે લીટી દોરી છે ).

**આબુ**—(૫૬૦૦) અરવલી પર્વતનું શિખર છે. અહીંની હવા સારી છે તેથી ઉનાળામાં ઉત્તર વિભાગના કમીશનર સાહેબ હવા ખાવા સારૂં જાય છે. **ડુમસ** સુરત પાસે દરિયા કિનારે હવા ખાવાનું સ્થળ છે. **માથેરાન** (૨૫૦૦) કોલાબા જીલ્લામાં હવા ખાવાનું ઠેકાણું છે. ત્યાં નેરલ સ્ટેશને થઇને જવાય છે, મુંબઇથી ઘણા ગૃહસ્થો ઉનાળામાં ત્યાં રહેવા જાય છે. **લોણાવલા** ( ૭૫૦૦ ) તથા **ખંડાળા** પુના જીલ્લામાં હવા ખાવાનાં સ્થળ છે. લોણાવલામાં જુની કોતરી કાઢેલી ગુફાઓ છે તે જોવા લાયક છે. **દેવલાલી** નાશિક જીલ્લામાં હવા ખાવાની જગ્યા છે. **મહાબળેશ્વર** (૪૮૦૦) સતારા જીલ્લામાં હવા ખાવાનું સ્થળ છે. મુંબાઇના ગવરનર સાહેબ ઉનાળામાં અહીં રહે છે, તેમજ મુંબાઈના કેટલાક શેઠીઆ પણ અહીં આવે છે.

**વિદ્યાનાં સ્થળો.** ( નકશામાં △ નિશાન કરેલું છે. )

આપણા ઈલાકામાં એક વિશ્વવિદ્યાલય છે. તે મુંબાઇ શહેરમાં રાખવામાં આવી છે. તેના તાબામાં નવ મહાવિદ્યાલયો ( કોલેજો )છે. પુના. મુંબાઇ, ધારવાડ, કરાંચી, સુરત, વડોદરા, અમદાવાદ, જુનાગઢ અને ભાવનગર.

રાજકોટમાં રાજકુમાર કોલેજ છે. તેમાં રાજા રજવાડાના કુમારોને શિક્ષણ આપવામાં આવે છે. ગોંડળમાં

ગરાસીયા કોલેજ છે. આ ઈલાકામાં ઘણી હાઇસ્કુલો છે, વડોદરા, અમદાવાદ અને રાજકોટમાં ગુજરાતી ટ્રેનિંગ કોલેજો છે.

## ઉદ્યોગ ધંધાનાં અને વેપારનાં સ્થળો.

**ખૈરપુર**—હાથીદાંત અને લાખનાં રમકડાં, તરવાર, અને શેત્રંજી સારાં થાય છે.

**કરાંચી**—કામળા અને માટીનાં વાસણ સારાં થાય છે.

**હૈદરાબાદ**—શેત્રંજીઓ વખણાય છે.

**ઉમરકોટ**—ધાબળા અને શેત્રંજીઓ વખણાય છે.

**ભુજ**—સુતરેલ તથા રેશમી કપડાં સારાં વણાય છે. ત્યાંનું સોના રૂપાનું કોતરકામ સારૂ થાય છે.

**નવાનગર**—ભરતકામ સારૂ થાય છે. ત્યાંનું કંકુ વખણાય છે.

**વીરમગામ**—પંખા અને સુજની વખણાય છે.

**કપડવણજ**—કાચ અને સાબુ બનાવવાનાં કારખાનાં છે.

**અમદાવાદ**—રેશમ, સુતર અને કસબનાં કપડાં વણવાનાં કારખાનાં ઘણાં છે અને ઘણી મીલો છે.

**ખંભાત**—શેત્રંજી તથા અકીક કામના ઘાટ સારા થાય છે. ત્યાંની સુતરફેણી અને હલવાસન વખણાય છે.

**સુરત**—હાથીદાંતનાં રમકડાં અને સુખડનું કોતરકામ સારૂ થાય છે.

**પેંઠ**—પાઘડીઓ વખણાય છે.

**નાશિક**—તાંબા પીતળનાં વાસણ વખણાય છે.


વિદ્યાલયો તથા ઉદ્યોગ
ધંધાને વેપારનાં સ્થળો
નિં૰ તળે લીટી દોરી છે.
સુ. રે.
ભુજ
કાપડ
સોનારૂપાનું કોતરકામ
વીરમગામ
પંખા સુજની
અમદાવાદ
રે. સુ. ક.
વણવાનાં
કારખાનાં
કપડવંજ
સાબુ
ખંભાત
અકીક કાચ,
કામ, શેત્રંજી
રાજકોટ
નવાનગર
ભરતકામ
કંકુ
ગોંડળ
ભાવનગર
જુનાગઢ
વડોદરા
નંદરબાર
ધુળીઆ
સુરત
હાથીદાંતનાં
રમકડાં, સુખડનું
કોતરકામ
પૈઠ
પાઘડીઓ
નાસિક
ત્રાંબાપીતળનાં વાસણ
પુના
સોલાપુર
ખૈરપુર
હાથીદાંત, લાખ
રમકડાં, તરવાર
શેત્રંજી.
મીરજ
સારંગી
તંબુરા
બીજાપુર
શેત્રંજી
દેશીજોડા
હૈદરાબાદ
શેત્રંજી
ધારવાડ
નેતરની ખુરસી
શેત્રંજી
હુબળી
ઉમરકોટ
ધાબળી
શેત્રંજી
કરાંચી
કામળા અને
માટીનાં વાસણ

**મિરજ**—સારંગી અને તંબુરા સારા થાય છે.

**બિજાપુર**—શેત્રંજી અને દેશી જોડા સારા થાય છે.

**ધારવાડ**—શેત્રંજી અને નેતરની ખુરશીઓ સારી થાય છે કપાસના વેપારનું મથક છે.

**સાવંતવાડી**—લાખથી રંગેલું લાકડાનું કામ સારૂ થાય છે.

**ધુળીઆ**—(૩૦૬૦૫) અળસી તથા કપાસના વેપાર માટે પ્રખ્યાત છે.

**નંદરબાર**—(૧૩૮૪૨) રૂ, અરસી, રોસ, તેલ વગેરેના વેપારનું મથક છે.

**સોલાપુરમાં** કાંતવાની અને વણવાની મીલો છે.

**બાર્સી**—કપાસ તથા તેલીબીયાંના વેપારનું મથક છે.

**હુબલી**—કપાસના વેપારનું મથક છે.

## આબોહવા અને વરસાદ.

નીચેની હવા કરતાં ઉંચેની હવા હમેશાં ઠંડી અને પાતળી હોય છે તેથી ઉચ્ચ પ્રદેશવાળા ભાગમાં હવા ઠંડી હોવાથી તાપ થોડો લાગે છે, તેમજ દરિયાથી દૂરના મુલકમાં તાપ વધારે હોય છે. દરિયા કિનારે હવાની ભીનાશને લીધે હવા સમધાત રહે છે. સિંધમાં રેતીના રણને લીધે વાવંટોળીઆ પુષ્કળ થાય છે તેથી ત્યાં ઉનાળામાં ગરમી અને શિયાળામાં ઠંડી વધારે હોય છે.

ગુજરાતનો ઉત્તરનો ભાગ દરિયાથી દૂર હોવાને લીધે દક્ષિણ ભાગ કરતાં તાપ વધારે પડે છે. અરબીસમુદ્રના

કાંઠાના ભાગમાં તાપ અને ટાઢ સમભાગે છે. પૂર્વ તરફના ભાગમાં હવા વધારે ગરમ રહે છે. ગુજરાતના ઉત્તર ભાગમાં હવા સુકી છે અને સોનગઢવ્યારાનાં જંગલોની હવા ભેજ-વાળી છે.

એપ્રીલ મહિનાથી સપ્ટેમ્બર સુધી નૈરૂત્યકોણનો હિંદીમહાસાગરમાંથી હિંદુસ્તાનમાં મોન્સૂન નામનો પવન વાય છે. આ પવન સમુદ્ર ઉપરથી વહેતો આવે છે તેથી તે તરફથી પાણીનાં વાદળાં થઇને દેશ ઉપર આવે છે. જ્યારે એ પવન અહીં વાવા લાગે છે ત્યારે વરસાદ પડવાનો આરંભ થાય છે. પ્રથમ પવન અને વાદળાં કિનારા ઉપરના પ્રદેશમાં આવે છે તેથી તે પ્રદેશમાં વરસાદ વધારે પડે છે અને કિનારાથી દૂરના મુલકમાં વરસાદ કમી પડે છે. આ પવનની વાટમાં સહ્યાદ્રિ ડુંગરનો ઉચ્ચ પ્રદેશ આડે આવ-વાથી ત્યાં વરસાદ વધારે પડે છે. કારણકે પર્વતની ટોચ ઉપર હવા ઠંડી હોય છે તેથી તે હવા તથા વનસ્પતિ વાદળાંને વધારે ઠંડાં કરે છે તેથી તેવા ભાગમાં વરસાદ વધારે પડે છે. આ ઇલાકામાં જેમ જેમ દક્ષિણ તરફ જઇએ તેમ તેમ વરસાદનું માપ વધતું જાય છે. તેથી કોક-ણમાં અને દેશમાં ( સહ્યાદ્રિના પૂર્વ ભાગમાં ) જેમ જેમ સહ્યાદ્રિ પાસે જઇએ છીએ તેમ તેમ વરસાદ વધારે પડતો જાય છે. ગુજરાતમાં દક્ષિણના જેવી વાદળાંને અટકાવનાર ઉંચા પર્વતની ટોચો નહી હોવાથી કોકણ કરતાં કમી વર-સાદ પડે છે. સિંધમાં થોડો વરસાદ પડે છે. કારણ કે ચોમાસામાં સિંધનો મુલક રેતીવાળો હોવાથી ઘણો તપવાથી ઉપરની હવા પણ ઘણી તપેલી રહે છે તેથી ત્યાં વાદળાં

આવે છે તે વખતે ઉષ્ણુતામાન વધારે હોવાથી તથા ત્યાં વાદળાંને ઠંડાં કરવા કોઈ જાતની વનસ્પતિ નહી હોવાથી તથા તેને અટકાવવા ઉંચા પર્વત નહી હોવાથી વરસાદ ઓછો પડે છે. ઈશાન તરફથી આવનારો પવન અકટોબરથી માર્ચ સુધી હિંદુસ્તાન ઉપર વાય છે આ પવન તે ઇશાની પવન કહે છે. એ તરફ દરિયો નહિ હોવાથી ઘણાં વાદળાં આવતાં નથી તેથી વરસાદ ઘણો પડતો નથી પણ બંગાળાના ઉપસાગર ઉપર થઈ ને આ પવન જે ભાગમાં જાય છે. તે ભાગમાં વરસાદ આવે છે. નૈરૂત્ય ખૂણા તરફથી આવનારો વરસાદ આ ઈલાકાના પૂર્વ ભાગ તરફ જેવો કમી થતો જાય છે તેજ પ્રમાણે ઈશાન તરફનો વરસાદ ઈલાકાના પશ્ચિમ ભાગ તરફ કમી થતો જાય છે. મતલબ કે પશ્ચિમ ભાગમાં નૈરૂત્ય તરફથી આવનારો વરસાદ વધારે પડે છે. અને તેથી પાકનો મુખ્ય આધાર તે વરસાદ ઉપર રહે છે. આ ઈલાકાના પૂર્વ ભાગમાં ઇશાન તરફથી આવનારા વરસાદ ઉપર મુખ્ય આધાર રાખે છે.

આ ઇલાકામાં ત્રણ ઋતુઓ માલમ પડે છે. શિઆળો, ઉનાળો અને ચોમાસુ. અકટોબરથી માર્ચ મહિના સુધી શિઆળો, માર્ચથી જૂન સુધી ઉનાળો અને જૂનથી અકટોબર સુધી ચોમાસુ કહેવાય છે. સિંધમાં વરસાદ ઘણો ઓછો પડે છે. કારણકે તેની પૂર્વે મોટું રણ આવેલું છે અને મોસમી પવનની ભીનાશ સિંધમાં જતા સુધીમાં ખૂટી જાય છે તેથી ત્યાં વરસાદ થતો નથી. આખા વરસમાં થઇને આ ભાગમાં ૧૦ ઇંચની અંદર વરસાદ પડે છે. અહીંની જમીન રેતાળ

છે. અને તાપ વધારે પડે છે. ગુજરાતમાં સિંધ કરતાં




વધારે વરસાદ પડે છે. અને તાપ ઓછો પડે છે. આ ભાગમાં ૧૫ થી ૪૦ ઈંચ જેટલો વરસાદ પડે છે. પશ્ચિમ ઘાટના દરિઆ કિનારે લગભગ ૧૦૦ ઇંચ ઉપરાંત વરસાદ પડે છે. તેની પાસેના પૂર્વના પ્રદેશમાં ૬૦ થી ૧૦૦ ઈંચ જેટલો અને તેના પૂર્વ ભાગમાં ૨૫ થી ૬૦ ઈંચ જેટલો વરસાદ પડે છે. અને હવા કોરી છે. દરિઆ તરફની હવા ભીનાશવાળી અને ગુજરાતની ઉત્તરે હવા સુકી છે.

ઉષ્ણુતામાન—કોઇ દેશમાં ટાઢ અને તાપ કેટલાં પડે છે, એટલે કયા મહિનામાં કયા ભાગમાં ઓછામાં ઓછો તાપ તથા વધારેમાં વધારે તાપ પડે છે. તે જાણવું જોઇએ. તે ઓછાવત્તું તાપનું પડવું તેને તેનું ઉષ્ણુતામાન કહે છે. જે ભાગમાં સૂર્યનાં કિરણો સીધાં પડે છે તે ભાગમાં તાપ વધારે પડે છે અને જે ભાગમાં સૂર્યનાં કિરણો તિરકસ પડે છે તે ભાગમાં તાપ ઓછો પડે છે. નીચેની હવા કરતાં ઉંચેની હવા હમેશાં ઠંડી અને પાતળી હોય છે તેથી ઉંચા ભાગ ઉપર ઠંડી વધારે હોવાથી તાપ થોડો લાગે છે. અને પર્વતની ટોચ ઉપર તેથી પણ વધારે ઠંડી હોય છે. આ સાથે આપણા દેશમાં જાનેવારીમાં તથા જુલાઇ મહિનામાં કેટલો તાપ પડે તે જાણવા સારૂ તેના માપના નકશા આપ્યા છે. સિંધમાં કોન્ટીનેન્ટલ કલાઇમેટ છે. જાનેવારીમાં સિંધમાં લગભગ ૬૦ થી ૬૪ અંશ, ગુજરા-



તમાં કરાંચીથી સુરત સુધીના વચ્ચેના ભાગમાં ૬૪ થી ૭૦ અંશ, સુરતથી મુંબાઇ સુધીના વચલા ભાગમાં ૭૦ થી ૭૬




અંશ અને તેથી દક્ષિણના ભાગમાં ૭૬ થી ૮૦ અંશ તાપ પડે છે. જુલાઈ માહનામાં સિંધના ઉત્તર ભાગમાં ૯૦ અંશથી વધારે, કેટલીક વખત ૧૨૫ સુધી જાય છે. કરાંચીથી ઉપલા ભાગમાં ૮૪ થી ૯૦, અને તેથી નીચલા દક્ષિણ ઉચ્ચપ્રદેશ સિવાયના બધા ભાગમાં ૭૮ થી ૮૪ સુધી અને દક્ષિણના ઉચ્ચ પ્રદેશમાં ૭૮ અંશથી ઓછો તાપ પડે છે. સિંધમાં શિયાળામાં ઠંડી પુષ્કળ પડે છે અને ઉનાળામાં ગરમી પણ વધારે પડે છે. કારણકે ત્યાં રેતી છે તેમાં એવો ગુણ છે કે તે એકદમ તપી જાય છે તથા એકદમ ઠંડી થઈ જાય છે તેથી ત્યાં ગરમીએ વધારે લાગે છે અને ઠંડી પણ વધારે લાગે છે. હિંદુસ્તાનમાં વધારેમાં વધારે ગરમી સિંધના ઉત્તર ભાગમાં માલમ પડે છે.

દરિયા કિનારે ટાઢ અને તાપ ઓછાં હોય છે. જેમ પ્રદેશ દરિયાથી દૂર હોય છે તેમ ત્યાં તાપ વધારે જણાય છે. દરિયા તરફની હવા ભીનાશવાળી અને ગુજરાતની ઉત્તરે હવા સુકી છે.

## પેદાશ-ખેતી.

ડુંગરાળ, રેતાળ અને પત્થરીઆ જમીનમાં વનસ્પતિ અને અનાજ થતું નથી. વરસાદ વધારે પડે તેવી સપાટ જમીન અને નદી કિનારાનો તથા તેના મુખ આગળનો ત્રિકોણ પ્રદેશ (ડેલ્ટા) કે જ્યાં તે કાંપ અને ચગુ પાથરે છે તે પ્રદેશ ઘણો ફળદ્રુપ હોય છે.

સિંધ જેવો દેશ જ્યાં વરસાદ પડતો નથી અથવા રેતાળ જમીન હોય છે ત્યાં નદીઓમાંથી નહેરો વાટે પાણી લઇ ખેતી કરે છે. તેવી નહેરો સિંધુ નદીમાં ઘણી છે.

દરિયા કિનારે જ્યાં પુષ્કળ વરસાદ પડે છે ત્યાં અને નદીના મુખ આગળ ત્રિકોણ પ્રદેશમાં ડાંગર સારી પાકે છે.

સામાન્ય પેદાશમાં ઘઉં, જુવાર, બાજરી, ડાંગર, કઠોળ વગેરે અનાજ; કપાસ, શેરડી, તમાકુ, અફીણ, ગળી, ગુંદ, ઉન, ઇમારતી લાકડું, કેળાં, પાન, સોપારી અને નાળીએર છે.

સિંધમાં ઘઉં તથા કપાસ મુખ્ય પાક છે. બાવળનાં ઝાડ પુષ્કળ થાય છે. સિંધુ નદીના મુખ આગળ ચોખા થાય છે.

કાઠીઆવાડમાં મઠ, બાજરી, કપાસ તેલીબીયાં અને શેરડી તથા ગીરના જંગલમાં સીસમ, સાગ, મહુડાં, રાયણ અને વાંસ થાય છે.

શુદ્ધ ગુજરાતના ઉત્તરભાગમાં રૂ અને શેરડી સારી થાય છે. કડી પ્રાંતમાં અફીણ થાય છે, અને તેના પશ્ચિમ-ભાગમાં ઢોરની પેદાશ વધારે થાય છે.

પંચમહાલમાં મકાઇ અને મહુડાં પુષ્કળ થાય છે. તથા સાગ, સીસમ વગેરે ઈમારતી લાકડાં થાય છે.

**ઘઉં** કાળી અને ચીકણી જમીનમાં સારા થાય છે. તેને ઠંડીની જરૂર છે તેથી તે શિયાળામાં થાય છે. તે ભરૂચ, સુરત, અમદાવાદ અને નાશિક જીલ્લામાં સારા થાય છે.

**તમાકુ**—ગુજરાતના ચરોતરના ભાગમાં અને બેલગામ જીલ્લામાં સારી થાય છે.

**ડાંગેર**—આ પાકને વધારે વરસાદની જરૂર છે. તેથી સુરતજીલ્લા અને કોકણમાં તેમજ દરિઆકિનારે અને નદીના ત્રિકોણ પ્રદેશમાં વધારે થાય છે.

**કપાસ**—કાળી જમીનમાં અને મધ્યમ વરસાદમાં થાય છે. સુરત ભરૂચ (કાનમ), ખાનદેશ અને ધારવાડ જીલ્લામાં સારો થાય છે.

**બાજરી** ગોદાવરી નદીના પ્રદેશમાં અને **જાર** કૃષ્ણા નદીના પ્રદેશમાં સારી થાય છે.

પૂર્વ તરફના સાતપુડાના ડુંગરાળ પ્રદેશમાં તથા પશ્ચિ-મઘાટમાં જંગલો છે તેમાં સાગ, ખેર અને વાંસ વધારે છે. કોકણમાં દરિયાકિનારે નાળીએરી, સોપારી, નાગલી પાન, અને કેળાં થાય છે. કાનડામાં સુખડ અને કારવાર જીલ્લામાં ઉત્તમ એલચી થાય છે.

**નિકાસ** એટલે આપણા દેશમાં જે વધારાનો માલ હોય તે પરદેશ જાય તેને નિકાસ કહે છે.

**બારૂં**—જે બંદર ઉપર ચોમાસામાં વહાણો સહીસલામત રહી શકે તેને બારૂં કહે છે.

**મુંબાઈ ઈલાકાની નિકાસ—મુંબાઈ** બંદર એ હિંદુસ્તાનમાં એક મોટું સુંદર પહેલા નંબરનું બારૂં છે. ઈલાકાનો અને દક્ષિણનો પરદેશ જવાનો સઘળો માલ અહીં થઇને જાય છે. બી. બી. સી. આઇ અને જી. આઇ. પી. રેલ્વેનું નાકું છે. તે રેલ્વે મારફતે સઘળો માલ આવે છે. આ બંદરેથી મુખ્યત્વે રૂ, અફીણ અને મેંગેનીઝનો ઘણો માલ પરદેશ જાય છે. આ બંદરે મોટી મોટી આગબોટો આવે છે. બીજું બંદર **કરાંચી** સિંધમાં છે. તે પણ એક સુંદર બારૂં અને મુંબાઈ ઇલાકામાં બીજા નંબરનું બંદર છે. આ બંદરેથી ઘઉંની નીકાશ ઘણી થાય છે. બીજું રૂ અને ઉન છે. ઘઉં અને ઉન પંજાબમાંથી પુષ્કળ આવે છે. તે સિવાય બીજી નિકાસ ધાન્ય, સુતર, કાપડ વગેરે જણસો પરદેશ જાય છે.

**આયાત**—પરદેશથી જે માલ આપણા દેશમાં આવે છે. તેને આયાત કહે છે. અહિંની મુખ્ય આયાત—સુતરાઉ અને ઉનનાં કપડાં, ખાંડ, કેરોસીન, કોલસા, રંગ, સ્ટેશનરી સામાન, દવાઓ, દીવાસળી, સાંચાકામ અને કાચનો સામાન વિગેરે છે. તે માલ આ ઇલાકાના મુંબાઇ બંદરેથી આવે છે. હાલમાં કાઠીઆવાડના ઓખા બંદરેથી ઘણો માલ આવવા લાગ્યો છે અને તે એક સારૂં બંદર થયું છે. તે ગાયકવાડ સરકારના તાબામાં છે.

**ખનીજ**—સિંધમાં હાલા પર્વતમાં **ફટકડી, તાંબુ, સીસુ** અને **ગંધક** નીકળે છે. કાઠીઆવાડમાં પોરબંદર અને ધાંગધ્રા તરફ **પત્થર** નીકળે છે. આસુરમાંથી **આરસના** પત્થર નીકળે છે. તે લીસા ચળકતા અને કિમતી હોય છે. પંચમહાલના ડુંગરોમાંથી **લોઢું, સીસું** અને **મેંગેનીઝ** નીકળે છે. **મેંગેનીઝ** લોઢાનું પોલાદ બનાવવાના કામમાં આવે છે. રાજપીપળાના ડુંગરમાંથી **અકીક** નીકળે છે. તે ખંભાત જાય છે. ત્યાં તેના ઘાટ તૈયાર કરે છે. ધારવાડ જીલ્લામાંથી **સોનું** અને **લોઢું** અને જત સંસ્થાનમાંથી **સુરોખાર** નીકળે છે. કચ્છના અખાતમાં જામનગર આગળથી **મોતી** નીકળે છે. **મીઠું**—કોલાબા જીલ્લામાં મીઠું પકવવામાં આવે છે.

## વસ્તી, લોકો, પ્રાણી, ધર્મ, ભાષાઓ,

**વસ્તી**—આ ઈલાકાની વસ્તી આશરે ત્રણ કરોડ માણસની છે. તેનાં પોણો ભાગ હિંદુ છે. ⅕ એક પંચમાંસ ભાગ મુસલમાન છે અને બાકીના પારસી, યાહુદી, ખ્રિસ્તી, વિગેરે છે. ખેડાજીલ્લા તથા સુરતજીલ્લા અને સુરત એજન્સીમાં ઘીચ વસ્તી છે. સુરત જીલ્લાના અગ્નિકોણમાં કાળીપરજના લોકો વસે છે. સિંધમાં વસ્તી ઘણી ઓછી છે.

**લોકોનું સામાન્ય વર્ણન**—સિંધના લોકો સિંધી કહેવાય છે. ત્યાંની વસ્તીનો પોણો ભાગ મુસલમાન છે, અને એક ચતુર્થાંશ ભાગ હિંદુ છે. હિંદુ લોકો પણ મુસલમાનના જેવોજ પોશાક પહેરે છે. કચ્છ પ્રાંતમાં રહેનારા લોકો કચ્છી કહેવાય છે. તેઓ ઘણા મજબૂત અને સાહસિક છે. તેઓ વેપાર માટે ઘણે દૂર દેશાવર જાય છે.

મુંબાઇના ભાટીઆ ઘણુ કરીને કચ્છનાજ વતની છે. ગુજરાતમાં વસનારા લોકો ગુજરાતી કહેવાય છે. તેમનો મુખ્ય ધંધો ખેતીનો છે. તોપણુ કેટલાક લોકો મજુરી વેપાર કે નોકરી ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે. આ પ્રાંતમાં વણુવાની, લોઢવાની, દળવાની વગેરે ઘણી મીલો છે. જેથી ઘણા લોકોને રોજી મળે છે. લોકો ઉદ્યોગી અને વેપારમાં કુશળ છે. દક્ષિણમાં દક્ષણી (બ્રાહ્મણ તથા મરાઠા અને મહારની વસ્તી




વિશેષ છે. સિંહ્યાદ્રિની પૂર્વ તરફના ભાગને મહારાષ્ટ્ર અથવા દેશ કહે છે અને લોકોને **દેશસ્થ** કહે છે. તેના પશ્ચિમના ભાગ કોકણપટીમાં રહેનારા **કોકણી** કહેવાય છે. (સહ્યાદ્રિ) ઘાટ પરના લોકો **ઘાટી** કહેવાય છે અને તેમની બોલી મરાઠી કરતાં કંઇક જુદી પડે છે. છેક દક્ષિણમાં દેશી ખ્રિસ્તિ લોકોની વસ્તી વધારે છે. તેમજ થોડી યાહુદીની વસ્તી છે. તેઓ મરાઠી ભાષા બોલે છે અને તેઓની સ્ત્રીઓ

દક્ષણી સ્ત્રીઓને મળતો પોશાક પહેરે છે.

**જનાવરો**—ગાય, ભેંસ, બળદ, બકરાં, ઘેટાં, ઉંટ, ઘોડા, ગધેડાં, કુતરાં, વાંદરાં વગેરે જનાવરો સામાન્ય રીતે બધા ભાગમાં માલમ પડે છે. કાઠીઆવાડના ઘોડા, જાફરાબાદી ભેંસ અને કડી પ્રાંતના બળદ વખણાય છે. ઉંટ કચ્છમાં વધારે જોવામાં આવે છે. ત્યાં તેને ગાડીઓમાં જોડે છે.

વાઘ, દીપડા, ચિત્તા, રીંછ, સાબર, કુક્કર હરણ, રોઝ, શિયાળ, સસલાં વગેરે જંગલી પશુ જંગલમાં નજરે પડે છે. ગીરના જંગલમાં સિંહની વસ્તી છે. આખા હિંદુસ્તાનમાં બીજી કોઈ જગ્યાએ સિંહ જોવામાં આવતો નથી.

બળદ, ઘોડા, ઉંટ વાહને જોડવાના ઉપયોગમાં તથા ઉંટ ભાર લાદવાના ઉપયોગમાં આવે છે.

ઘેટાંનું ઉન ગરમ કપડાં અને કામળા બનાવવાના કામમાં આવે છે.

**ભાષાઓ**—આ ઈલાકાના જુદા જુદા ભાગમાં જુદી જુદી ભાષાઓ બોલાય છે. અને તે ભાષાના નામ ઉપરથી તે ભાગનાં નામ પડેલાં છે.

૧ સિંધમાં સિંધી ભાષા વપરાય છે. કચ્છમાં કચ્છી ભાષા બોલાય છે, તે કંઈક અંશે સિંધી અને ગુજરાતી ભાષાને મળતી છે. તેની લીપી નથી, કાઠીઆવાડ અને ગુજરાતમાં ગુજરાતી ભાષા વપરાય છે. મહારાષ્ટ્રમાં મરાઠી ભાષા અને કાનડામાં ( બેલગામ, ધારવાડ, કારવાર અને બિજાપૂર ) કાનડી ભાષા વપરાય છે.

**મુખ્ય ધર્મ**—

**૧ હિંદુ ધર્મ**—આ ધર્મના ઘણા જુદા જુદા ફાંટાઓ નીકળેલા છે. અને વસ્તીનો મોટો ભાગ તે ધર્મ પાળે છે. (૨) **જૈન ધર્મ**—આ ધર્મના મુખ્ય બે વિભાગ છે. એક દિગંબરી અને બીજો શ્વેતાંબરી. (૩) **મુસલમાની ધર્મ**—આ ધર્મ પાળનારા લોકો મુસલમાન કહેવાય છે અને મહમદ પેગમ્બરને માને છે. ૪ **જરથોસ્ત**—આ ધર્મ પારસી લોકોનો છે. તેઓ અગ્નિ પૂજે છે. એમની મુખ્ય જગ્યા વલસાડ તાલુકાના ઉદવાડામાં છે. ૫ **ખ્રિસ્તી ધર્મ** આ ધર્મના લોકો લૉર્ડ જીસસ, ક્રાઈસ્ટને માને છે.

**ઉદ્યોગ અને ધંધો**—ઉદ્યોગ ધંધામાં મોટો ભાગ ખેતીનો છે. વસ્તીનો લગભગ અડધ કરતાં વધારે ભાગ ખેતી ઉપર ગુજરાન ચલાવે છે. તો પણ ઘણા લોકો મજુરી, વેપાર કે નોકરી ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે.

સુરત અને અમદાવાદમાં રેશમી કાપડ તથા કસબ કામ સારૂ થાય છે. અને પુના તથા નાશિકમાં પણ રેશમી કાપડ થાય છે. કેટલાક લોકો, કપાસ લોઢવાનાં જીનો, હાથે કાપડ વણવાની શાળો અને કાપડ વણવાની વરાળયંત્રથી ચાલતી મીલોમાં કામ કરે છે. તે સિવાય જુદી જુદી જાતનાં દળવાનાં, વહેરવાનાં, છાપવાનાં, દીવાસળી, કાચ અને સાબુ બનાવવાનાં નાંનાં નાંનાં કારખાંનાંમાં ઘણા લોકો કામે લાગેલા છે. કચ્છમાં સોના રૂપાનું નકશી કામ સારૂ થાય છે. લોકો ઉદ્યોગી અને વેપારમાં કુશળ છે.

## મુંબાઈ ઈલાકાના રાજ્યકીય વિભાગો.

(૧) ઉત્તરમાં સિંધ વિભાગ. (૨) ઉત્તર વિભાગ (ગુજરાત અને થાણા જીલ્લો), (૩) મધ્ય વિભાગ (૪) દક્ષિણ વિભાગ (૫) મુંબાઇ શહેર અને પરાં વિભાગ (૬) પશ્ચિમ હિંદનાં રાજ્યો. (૭) વડોદરાનું રાજ્ય.

**રાજ્યતંત્ર**—દરેક ગામે મહેસુલ ઉઘરાવવા વિગેરે કામ કરવાને પટેલ તલાટી નીમેલા છે. આવાં ઘણાં ગામ મળીને એક તાલુકો થાય છે. દરેક તાલુકાના ઉપરી મામલતદાર હોય છે. ઘણા તાલુકા મળીને એક જીલ્લો થાય છે. જીલ્લાના ઉપરી કલેકટર નીમેલા છે. ઘણા જીલ્લા મળીને વિભાગ થાય છે. વિભાગના ઉપરી કમીશર હોય છે. ઘણા વિભાગ મળીને ઈલાકો થાય છે તેના ઉપરી ગવર્નર સાહેબ છે. ગવર્નર સાહેબને મદદ કરવા સારૂ બે સભાઓ હોય છે. એક રાજ્યકારભાર ચલાવનારી (એકઝીકયુટીવ) અને બીજી કાયદાકાનુન બાંધનારી (લેજીસ્લેટીવ); એ પ્રમાણે બે સભાઓ છે.

કારભાર કરનારી સભામાં ગવર્નર સાહેબ અને બીજા ચાર સભાસદો મળી પાંચ સભાસદોની બનેલી છે. આ સભાસદો ઉપરાંત મ્યુનિસિપાલ, કેળવણી અને લોકલબોર્ડ, આબકારી ખાતુ, વગેરેની દેખરેખ રાખવાને ત્રણ દેશી પ્રધાનો નીમેલા હોય છે, આ સભાસદો કાયદા બાંધનારી સભામાંથી ગવરનર સાહેબ નીમે છે. તેઓ ત્રણ વર્ષ સુધી ચાલુ રહે છે.

કાયદા બાંધનારી (લેજીસ્લેટિવ) સભામાં ૧૧૧ સભાસદો હોય છે. તેમાં ૮૬ પ્રજાના ચુંટી કાઢેલા અને બાકીના સરકાર તરફથી નીમેલા હોય છે.

ગવરનરના ઉપરી ગવરનરજનરલ સાહેબ (વોઇસરોય) છે. તેમની સત્તા નીચે આખુ હિંદુસ્તાન છે.

ન્યાયખાતું જુદું છે. અને તેનો સઘળો વહીવટ મુંબાઈની હાઇકોર્ટના હાથમાં છે. તેમને ચીફજસ્ટીસ કહે છે. તેમના હાથ નીચે ડીસ્ટ્રીકટ જડજો, મુનસફો, વિગેરે હોય છે. આ તમામ અધિકારીઓ ઉપર ચીફજસ્ટીસની સત્તા છે, તેઓ ગવરનરથી સ્વતંત્ર છે.

## મુંબઈ શહેર અને પરાં વિભાગ.

**મુંબાઈ**—(૧૧૭૫૦૦૦)–આ ઇલાકાની રાજધાનીનું શહેર છે. તે એક બેટ ઉપર આવેલું છે. તે ઘણું મોટું અને વિશાળ છે. તે એક સુંદર બંદર છે. દુનિયાના મોટાં શહેરો અને બંદરોમાં તેની ગણત્રી છે. હિંદુસ્તાનમાં તે પહેલા નંબરનું બંદર છે. તેમાં મુમ્માદેવી માતાનું સ્થળ છે અને તેથી તેનું નામ મુમ્માઈ–મુંબાઈ પડયું છે, તેના બારામાં સારા ડક્કા બાંધેલા છે જેમાં આગબોટો રહે છે. આ શહેરમાં મોટાં સુંદર ભવ્ય મકાનો બાંધેલાં છે, તેમાં રાજાબાઇટાવર, સેક્રેટરીએટ, સંગ્રહસ્થાન, બોરીબંદર સ્ટેશન, હાઈકોર્ટ અને મ્યુનિસિપાલિટિનાં મકાનો જોવા લાયક છે. આ શહેરમાં લગભગ સો મીલો છે અને તેમાં બેલાખ મજુરો કામ કરે છે. તેમજ સરકારી તથા રેલ્વેની ઓફીસો અને મોટા મોટા વેપારીની પેઢીઓ અને ઓફીસો ઘણી છે.

અને તેમાં ઘણા લોકો નોકરી કરે છે. તેમાં વીજળીથી ટ્રામ તથા કારખાનાં ચાલે છે. ત્યાં એક મોટી આર્ટની યુનિવર્સિટિ, વૈદક તથા કાયદાને માટેની મહાવિદ્યાલયો, હુન્નરશાળા, ચિત્રશાળા, ઉદ્યોગશાળા, હાઇસ્કુલો અને વૈદક તથા વેપાર માટે વિદ્યાલયો છે.

શહેરની આસપાસ પરાં વસેલાં છે તેનો એક જુદો વિભાગ ગણી તેનો પરાં વિભાગ પાડેલો છે તેને જુદો જીલ્લો ગણે છે. તેનો ઉપરી કલેક્ટર છે. તેમાં મુખ્ય સ્થળો વાંદરા, સાંતાક્રુઝ અને કુર્લા છે.

મુંબાઈ સરકારના તાબામાં અરબસ્તાનની દક્ષિણે આવેલું **એડન** બંદર (૫૬૦૦૦) છે. તે રાતા સમુદ્રમાંથી અરબી સમુદ્રમાં આવવાનો દરવાજો છે. ઈંગ્લાંડથી આવતી આગબોટો ત્યાંથી પાણી અને કોલસા લે છે. તેની પાસે **પેરીમબેટ** છે તે પણ મુંબાઈ સરકારના તાબામાં છે.

**સિંધ વિભાગ**—આ વિભાગ કચ્છની ઉત્તરે આવેલો છે. તે કમીશનરના તાબામાં છે. આ દેશની પશ્ચિમ ભાગમાં ખિરથર પર્વત આવેલો છે, પણ તે સિવાય તે એક સપાટ પ્રદેશ છે. પૂર્વમાં રેતીનું મેદાન–થરપારકરનું રણ છે. આ પ્રદેશમાં વરસાદ ઘણો થોડો પડે છે. પણ સિંધુનદી આ દેશમાં આવેલી છે તેમાંથી ઘણી નહેરો કાઢી છે તેના પાણી વડે તેમજ ઉનાળામાં હિમાલય પર્વત ઉપરનું બરફ ઓગળી તે નદીમાં પુર આવે છે જે બંને કાંઠાની જમીન ફળદ્રુપ કરે છે અને તેથી તેમાં કપાસ અને ઘઉંનો પાક સારો થાય છે. તેમજ નદીના મુખ આગળના ત્રિકોણ પ્રદેશમાં

ડાંગર થાય છે. ત્યાં વસ્તીનો પોણો ભાગ મુસલમાન છે અને સિંધી કે બલુચી ભાષા બોલે છે. તેમાં મુખ્ય જીલ્લા.

૧ **કરાંચી**, ૨ **હૈદ્રાબાદ**, ૩ **થર અને પારકર**, ૪ **નવાબશાહ**, ૫ **સક્કર**, ૬ **લારખાના** અને ૭ **સિંધનો ઉપલો સરહદનો** મુલક એ સાત જીલ્લા છે. તેમાં થર-પારકરનું મુખ્ય શહેર **ઉમરકોટ** અને સિંધના ઉપલા સર-હદના મુલકનું મુખ્ય શહેર **જેકોબાબાદ** છે. બાકીના જીલ્લાનાં તેજ નામનાં મુખ્ય શહેર છે.

**કરાંચી**—(૨૧૬૮૮૩) મુખ્ય શહેર અને બંદર છે. આ બંદર મુંબાઈ ઈલાકામાં બીજા નંબરનું બંદર અને હિંદુસ્તાનમાં ત્રીજા નંબરનું બંદર છે. આ બંદરેથી ઘઉં. કપાસ અને ઉન પરદેશ જાય છે.

**હૈદ્રાબાદ**—(૮૧૮૩૮) એ જીલ્લાનું મુખ્ય શહેર છે. તેમાં રૂપાની તથા લાખની કારીગરી ઉત્તમ થાય છે. ઉમર-કોટમાં ૧૫૪૨ માં અકબરનો જન્મ થયો હતો.

**લારખાના**—(૧૭૭૨૩) એ જીલ્લાનું મુખ્ય શહેર છે. તેમાં કાપડ તથા પીતળનાં વાસણ સારાં થાય છે.

**કચ્છ**—કાઠીઆવાડની ઉત્તરે કચ્છનું રાજ્ય આવેલું છે. આ રાજ્ય પશ્ચિમ હિંદનાં રાજ્યોની (વેસ્ટર્ન ઈંડીઆ સ્ટેટસ) એજન્સિમાં આવેલું છે. અને તે વૉયસરોય સાહેબની દેખરેખ નીચે છે. અહીંના રાજા રજપૂત છે અને તે રાવ કહેવાય છે. અહિંના લોકો કચ્છી કહેવાય અને તેઓ કચ્છી ભાષા બોલે છે. તેઓ મજબૂત અને સાહસિક છે. અને વેપાર માટે ઘણે દૂર દેશ જાય છે. મુંબઇના ભાટીઆ અહીં-

નાજ વતની છે. અહીંની જમીન પત્થર અને ડુંગરવાળી છે. દક્ષિણમાં જમીન રસાળ અને સપાટ છે.

**ભુજ**—(૧૯૨૮૧)–રાજધાનીનું શહેર છે. તેમાં કસબ તથા હીરનું ભરત કામ અને સોના રૂપાનું નકશી કામ ઉત્તમ થાય છે. ત્યાં રેશમી કાપડનાં કારખાનાં છે. **માંડવી** દક્ષિણ કિનારે બંદર છે. ત્યાં આગબોટો આવે છે. ત્યાં એક દીવાદાંડી બાંધેલી છે.

ઉત્તર વિભાગ ( ગુજરાત અને થાણા ) ની હકીકત પ્રથમ આવી ગઇ છે એટલે અહીં ફરી આપી નથી.

**મધ્ય વિભાગ**—આ વિભાગ સહ્યાદ્રિની પૂર્વે આવેલો છે. તેની પૂર્વે નિઝામનું રાજ્ય, દક્ષિણે દક્ષિણ વિભાગ, પશ્ચિમે સહ્યાદ્રિ પર્વત અને ઉત્તરે મધ્યહિંદ એજન્સી આવેલાં છે. આ વિભાગ કમીશનરના તાબામાં છે. આ વિભાગનો પશ્ચિમ બાજુનો ભાગ ડુંગરાળ છે અને પૂર્વ બાજુનો ભાગ સપાટ અને ફળદ્રુપ છે. પૂર્વ તરફના ભાગમાં વરસાદ થોડો પડે છે પણ નહેરો વાટે પાણી લેઇ ખેતી કરે છે પશ્ચિમ તરફ વરસાદ વધારે પડે છે અને ત્યાં ડાંગેર થાય છે, બીજા ભાગમાં કપાસ, ઘઉં, જુવાર અને બાજરી છે.

એમાં **પશ્ચિમખાનદેશ**, **પૂર્વખાનદેશ**, **નાશિક**, **પુના સતારા** અને **સોલાપુર** એ સાત જીલ્લા છે. તેમાં **પૂર્વખાનદેશનું મુખ્ય શહેર જળગામ** અને **પશ્ચિમ ખાનદેશનું મુખ્ય શહેર ધુળીઆ છે.** બીજા જે તે જીલ્લાનાં નામ તેજ તેનાં મુખ્ય શહેરનાં નામ છે.

**ધુળીયા** (૩૦૬૦૫)—પશ્ચિમ ખાનદેશ જીલ્લાનું મુખ્ય શહેર છે. તે અળશી અને કપાસના વેપારનું મથક છે, **નંદરબાર** બીજું શહેર છે.

**જળગામ** (૨૩૭૧૦)—પૂર્વખાનદેશનું મુખ્ય શહેર છે સુતર અને કપડાં વણવાની બે મીલો છે. **ભૂશાવળ** (૨૫૫૫૭)—રેલ્વેનું જંકશન છે.

**નાશક અને ત્ર્યંબક** જાત્રાનાં સ્થળ છે. તાંબા પીતળનાં વાસણને માટે પ્રખ્યાત છે.

**દેવલાલી**—હવા ખાવાનું સ્થળ છે.

પુના (૨૧૪૭૯૬)—પુના જીલ્લાનું મુખ્ય શહેર છે. ચોમાસામાં પેશ્વાને રહેવાનું સ્થળ છે. તેમજ મધ્ય વિભાગના કમીશનરને રહેવાનું સ્થળ છે. જુના વખતમાં પેશ્વાની રાજધાની હતું. આ શહેર દરિયાની સપાટીથી ૧૮૦૦ ફુટ ઉંચું આવેલું હોવાથી તેની હવા ઘણી સારી છે, ત્યાં આર્ટની ચાર મહા વિદ્યાલયો, એક ખેતીવાડીની અને એક ઇજનેરી મહાવિદ્યાલય, ત્રણ ટ્રેનિંગ કોલેજો, અને દશબાર હાઇસ્કુલો છે.

**ખડકી** (૩૫૭)—પુનાની પાસે આવેલું છે. તેમાં લશ્કરી છાવણી છે, લોણાવલા અને ખંડાળા હવા ખાવાનાં સ્થળ છે. લોણાવલા પાસે કાર્લાની ગુફાઓ જોવા લાયક છે.

**પંચગની** અને મહાબળેશ્વર હવાખાવાનાં સ્થળો છે. **મહાબળેશ્વર** ૫૦૦૦ ફુટ ઉંચાઇએ આવેલું છે. મુંબાઇના ગવરનર સાહેબ ઉનાળામાં **મહાબળેશ્વર** હવાખાવા

જાય છે. અહમદનગર જીલ્લામાં **બેલાપૂર** ગામમાં સાકરનું કારખાનું છે.

**સોલાપુર** (૧૧૯૫૮૧)—કાંતવાની અને વણવાની મીલો છે

**પંઢરપુર** (૨૫૨૦૦) જાત્રાનું સ્થળ છે. ત્યાં વિઠોબાની મૂર્તિ છે.

દક્ષિણ વિભાગ—આ વિભાગ મધ્યવિભાગની દક્ષિણે આવેલો છે. તેની પશ્ચિમે અરબી સમુદ્ર, દક્ષિણે મ્હેસુર અને પૂર્વે નિજામનું રાજ્ય અને મદ્રાસ ઇલાકો આવેલાં છે. આ વિભાગ કમીશનરના તાબામાં છે. તેમાં છ જીલ્લા આવેલા છે તે પૈકી રત્નાગિરિ અને કોલાબા એ બે જીલ્લા કોંકણમાંના અને બિજાપુર, બેલગામ, ધારવાડ અને કાનડા એ ચાર જીલ્લા કાનડાના આવેલા છે. આ ચાર જીલ્લામાં કાનડી ભાષા બોલાય છે.

દરિયાકિનારે ડાંગર તથા નાળિએર અને સોપારી તથા હરડે પુષ્કળ થાય છે. તેનાં જંગલમાં સાગ, સીસમ, વાંસ, ખેર અને રબર પુષ્કળ થાય છે. ધારવાડ જીલ્લામાં ઉત્તમ પ્રકારનું રૂ થાય છે.

કાનડા જીલ્લામાં એલચી પુષ્કળ થાય છે. ત્યાં કાથીનાં દોરડાં, દેશી કાપડ અને બંગડીઓ બનાવવાનાં કારખાનાં છે. કોલાબા જીલ્લામાં મીઠું પકવવામાં આવે છે.

અલિબાગ—કોલાબા જીલ્લાનું મુખ્ય શહેર છે.

પનવેલ—દેશી દવાઓ તૈયાર કરવાનું મોટું કારખાનું છે.

**ઘારાપુરી**—કોલાબા જીલ્લાનો એક નાનો બેટ છે.

**માથેરાન**—હવાખાવાનું સ્થળ છે. ત્યાં નેરલના સ્ટેશને થઇને જવાય છે.

**રત્નાગિરિ** (૧૮૫૪૦)—એ જીલ્લાનું મુખ્ય શહેર છે અને બંદર છે. ત્યાં એક શિલ્પ શાળા છે તેમાં લાકડી સામાન સારો થાય છે.

**વિજાપુર** (૩૨૪૮૫)—એ જીલ્લાનું મુખ્ય શહેર છે. અસલ મુસલમાનની રાજ્યધાની હતું. તેમાં સુલતાન મહ-મદનો રોજો જોવાલાયક છે. તેનો ઘુમટ દુનિયામાં મોટામાં મોટો ઘુમટ છે. તે **ગોળ ઘુમટના** નામથી પ્રખ્યાત છે. તેનો વ્યાસ ૧૨૪ ફુટ છે. ત્યાં પહેલાંના વખતની એક ૨૮ ઇંચની જુની તોપ છે. તેને " મલિકે મેદાન " કહે છે.

**બેલગામ**—દક્ષિણવિભાગનું તથા એ નામના જીલ્લાનું મુખ્ય શહેર છે. ત્યાં વાંસ પુષ્કળ થાય છે તેથી તેને 'વેણુગ્રામ' પણ કહે છે.

**ગોકાક**—આગામની પાસે ઘટપ્રભા નદીમાં ધોધ છે તેને ગોકાકનો ધોધ કહે છે તે જોવા લાયક છે. તેના બળથી વીજળી ઉત્પન્ન કરી કારખાનાંના સાંચા ચલાવે છે.

**ધારવાડ**—(૩૪૭૫૦) એ જીલ્લાનું મુખ્ય શહેર છે. ત્યાં એક કોલેજ છે તેને ' કર્નાટક કાલેજ ' કહે છે. તેની પાસે સોનાની ખાણ હતી. ત્યાં કપાસ પણ સારો થાય છે.

**હુબલી**—રૂના વેપારનું મુખ્ય સ્થળ છે.

**કારવાર**—એ સારૂં બંદર છે. તેની પાસે શીરાવતી

નદીમાં ગેરસપ્પાને ધોધ છે તે ૯૦૦ ફુટની ઉંચાઇએથી પડે છે. આ જીલ્લાના પૂર્વ ભાગમાં એલચી ઘણી થાય છે.

**માલવણ**—ઉના પાણીના ઝરા છે.

## મુંબાઈ ઈલાકાનાં દેશી રાજ્યો.

**૧ સિંધમાં**—ખૈરપુર (મુસલમાની સંસ્થાન છે. ત્યાંના રાજા બલુચિ જાતના છે. ત્યાંના પોલિટિકલ એજન્ટ સક્કરના કલેકટર છે.

### ૨ પશ્ચિમ હિંદનાં રાજ્યની એજન્સી.

૧ કચ્છનું રાજ્ય.

૨ કાઠીઆવાડનાં મુખ્ય દેશી રાજ્યોઃ—

(૧) હાલાર પ્રાંતમાં–પહેલા વર્ગનાં–નવાનગર(૪૩૦૦૦), મોરબી (૧૩૮૦૦), ગોંડળ (૧૭૦૦૦), અને બીજા વર્ગનાં-ધ્રોળ, રાજકોટ, અને વાંકાનેર છે.

(૨) ઝાલાવાડમાં—ધાંગધ્રા (૧૮૦૦૦) પહેલા વર્ગનું અને વઢવાણ (૧૯૦૦૦) તથા લીમડી (૧૧૦૦૦) બીજા વર્ગનાં છે.

(૩) ગોહીલવાડ—ભાવનગર (૫૯૦૦૦) પહેલા વર્ગનું અને પાલીતાણા બીજા વર્ગનું છે.

(૪) સોરઠ—જુનાગઢ (૩૩૦૦૦) પોરબંદર (૨૯૦૦૦) અને જાફરાબાદ પહેલા વર્ગનાં છે. જાફરાબાદ હબસીનુ રાજ્ય છે.

૩ **પાલણપુર એજન્સી**—(પશ્ચિમ હિંદનાં રાજ્યોની એજન્સીમાં આવેલી છે.) એમાં પાલણપુર અને રાધનપુર છે. બંન્ને રાજયો મુસલમાની છે. ત્યાંના રાજ્ય કર્ત્તાને નવાબ કહે છે.


મુંબાઈ ઈલાકાનાં
દેશી રાજ્યો.
પોર્ટુગીઝ
મુસલમાની
ઈબસી
રાધનપુર
પાલનપુર
કચ્છ
ભુજ
ઈડર
સુંથ
લુણાવાડા
ધ્રાંગધ્રા
અમદાવાદ
મોરબી
વાંકાનેર
વઢવાણ
ખંભાત
નવાનગર
રાજકોટ
લીમડી
વડોદરા
ઉદેપુર
ગોંડળ
ભાવનગર
ભરૂચ
રાજપીપળા
પોરબંદર
જુનાગઢ
પાલી
સુરત
દીવ
વાંસદા
ધરમપુર
દમણ
જવાર
મુંબાઈ
સિંધ
પુના
ભોર
ફલટણ
જંજીરા
ખેરપુર
સતારા
ઔંધ
જત
કોલાપુર
મીરજ
જમખંડી
સાવંતવાડી
ગોવા
રામદુર્ગ
સાવનુર

**૩ ગુજરાતમાં—વડોદરાનું રાજ્ય,** મહીકાંઠા એજન્સીમાં **ઈડર** પહેલા વર્ગનું અને **દાંતા** બીજા વર્ગનાં રાજ્ય છે. તે સિવાય બીજાં ૪૯ રાજ્યો છે. રેવાકાંઠા એજન્સીમાં રાજપીપળાનું રાજ્ય (પહેલા વર્ગનું); લુણાવાડા, વાડાશીનોર, છોટા ઉદેપુર, બારીઆ; બીજા વર્ગનાં છે. તે સિવાય બીજાં ૨૯ નાંનાં રાજ્યો છે.

**વાડાસિનોર**—મુસલમાની રાજ્ય છે. ત્યાંના રાજાને નવાબ કહે છે. સુરત એજન્સીમાં–**વાંસદા, ધરમપુર, સચીન** અને **ડાંગ.** તેમાં **સચીન** મુસલમાની રાજ્ય છે. ખેડા જીલ્લામાં **ખંભાત** સંસ્થાન ( મુસલમાની ) અને થાણા જીલ્લામાં જવારનું સંસ્થાન છે.

૪ મધ્ય વિભાગમાં—ભોર, ઔંધ, ફલટણ અને અક્કલકોટ (સતારા જાગીરના નામથી ઓળખાય છે ).

૫ દક્ષિણ વિભાગમાં—**કોલ્હાપુર,** દક્ષિણ મરાઠા જાગીર (**સાંગલી, મીરજ જમખંડી, કુરૂંદવાડ, મુધોળ** અને **રામદુર્ગ** ), **જત, સાવનુર, સાવંતવાડી,** અને **જંજીરા,** તેમાં સાવનુર મુસલમાની રાજ્ય છે. જંજીરા હબસીનું રાજ્ય છે. (જાફરાબાદ અને જંજીરા).

**૬ સ્વતંત્ર પરદેશી રાજ્યો**—દીવ, દમણ, અને ગોવા પોર્ટુગીઝનાં સંસ્થાનો છે.

નકશાની સમજુતી-

વગરનિશાની વાળાં દેશી હિંદુ રાજ્યો છે.

૦ હિંદુ મરાઠી દેશી રાજ્યો; — પોર્ટુગીઝ સંસ્થાનો; મુસલમાની રાજ્યો; □ હબસીનાં સંસ્થાનો.

## મુંબાઈ ઇલાકાની રેલવે.

૧ બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વે મુંબાઈથી વીરમગામ સુધી જાય છે. તેમાં વલસાડ, સુરત, ભરૂચ, વડોદરા, આણંદ, નડિઆદ, અમદાવાદ: મોટાં સ્ટેશનો આવે છે. તેમાં વડોદરા રાજ્યના અને કાઠીઆવાડ રેલ્વેના ફાંટાઓ છે.

આ રેલ્વેનો બીજો ફાંટો વડોદરાથી ગોધરા, રતલામ થઇ દિલ્હી જાય છે.

૨ જી. આઇ. પી. રેલવે (ગ્રેટ ઇન્ડિઅન પેનિનસ્યુલર રેલ્વે ) મુંબાઇથી ભુસાવળ તરફ અને પુના તરફ જાય છે. તે સોલાપુર અને વાડીગામ જાય છે. ત્યાંથી મદ્રાસ રેલ્વે શરૂ થઇ મદ્રાસ જાય છે.

મુંબાઇથી ભુસાવળ તરફ જાય છે. તેમાં નાશિક અને જળગામ સ્ટેશનો આવે છે.

૩ ટાપ્ટીવેલી રેલ્વે—સુરતથી જળગામ જાય છે.

૪ સધર્ન મરાઠા રેલ્વે—પુનાથી નીકળી બેલગામ તરફ જાય છે.

૫ રાજપુતાના માળવા રેલ્વે—અમદાવાદથી મહેસાણા, પાલણપુર, અજમેર થઇ દિલ્હી જાય છે.

૬ નોર્થ વેસ્ટર્ન રેલ્વે—લાહોરથી સિંધમાં જાય છે.



## હિંદુસ્તાનની આબો હવા.

આ દેશ મોટો વિસ્તાર વાળો હોવાને લીધે તેમાં ઉષ્ણ કટી-બંધથી શીત કટીબંધ સુધીની જે જે પ્રકારની હવા છે તે બધી પ્રકારની હવા આ દેશમાં માલમ પડે છે. કર્ણાટક અને દક્ષિણ હિંદુસ્તાનની હવા ઘણી ઉષ્ણ છે. સિંધ પ્રાંતની હવા પણ ઉષ્ણ છે. માળવા અને મધ્ય હિંદુસ્તાનની હવા સાધારણ છે એટલે ઘણી ગરમ નથી તેમ ઘણી ઠંડી નથી. પંજાબમાં શિયાળામાં અતિશય ઠંડી અને ઉનાળામાં અતિશય ગરમી પડે છે. બંગાળા અને આસાંમ પ્રાંતની હવા ઓલસર અને રોગી છે. વરસાદ પુષ્કળ પડે છે. આગ્રા અને દીલ્લી પ્રાંતોની હવા પંજાબની માફક ઉનાળામાં ઘણી ગરમ અને શિયાળામાં ઠંડી હોય છે. ઉનાળામાં તાપ સખત પડે છે ત્યારે લુક નામનો ભયંકર વા વાવા લાગે છે. હિમાલય પર્વત ઉપર અને તેની પાસેની હવા ઘણીજ ઠંડી છે. બાકીના પ્રદેશોની હવા મધ્યમ છે. અયન્ય વાયુને લીધે આ દેશમાં વરસાદ પડે છે. સિંધ, મારવાડ અને પંજાબમાં વરસાદ ઓછો પડે છે.

અહીં મુખ્ય ત્રણ ઋતુઓ છે. શિયાળો, ઉનાળો અને ચોમાસુ.

## ઉદ્યોગ અને કળા કૌશલ્ય.

લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. આ દેશની જમીન ફળદ્રુપ છે અને તેથી થોડી મહેનતે પાક સારો થાય છે. સિંધુ, ગંગા, જમના વગેરે મોટી નદીઓમાંથી નહેરો ખોદી તેના પાણી વડે લોકો બાગાયત કરે છે. કેટલીક જગ્યાએ વણવાનો ધંધો પણ ચાલે છે.

સુતરાઉ અને રેશમી કપડાં વણવાનાં મોટાં મોટાં શહેરોમાં કારખાનાં છે. ઉનનાં ઉત્તમ વસ્ત્રો અને શાલ કાશ્મીરમાં થાય છે. ઉંચું બારીક મલમલ ઢાકામાં થાય છે,

સોના, રૂપા, હાથીદાંત અને સુખડનું કોતર કામ; જડાવ, વેલ બુટ્ટી અને કસબી કામ તથા શેત્રંજીઓ આ દેશમાં સારી થાય છે.

**વેપાર**—પ્રાચિન કાળથી આ દેશ વેપારને માટે પ્રખ્યાત છે. હાલમાં ઇંગ્રેજલોકો સાથે ઘણો વેપાર ચાલે છે. અહીંથી કપાસ, ચોખા, અફીણ, રેશમ, ઉન, શાલો, બુંદ, હાથી દાંત, શણ, વગેરે પરદેશ જાય છે. અને તેને બદલે ચાહ, કાચનો સામાન, રેશમી, સુતરેલ, તથા ઉનનાં કપડાં, કાગળ, શાહી ચાકુ, સાંચા કામ, અને ખાંડ આવે છે. ચીનમાં અફીણ અને સાકર જાય છે, અને તેને બદલે ચા આવે છે. રૂશીઆમાંથી કેરોસીન તેલ આવે છે. યુનાઇટેડ સ્ટેટસમાં શણ, ગળી અને ચામડાં જાય છે અને કેરોસીન તેલ આવે છે.

હિંદુસ્તાનનો વેપાર ઘણો ભાગ ઇંગ્લાંડ જોડે, તેથી ઉતરતો જરમની જોડે, અને તેથી ઉતરતો અનુક્રમે ચીન, યુનાઇટેડ સ્ટેટસ, ફ્રાન્સ અને જાપાન વિગેરે દેશો જોડે છે. જે લગભગ ચાર અબજનો છે.

જમીન માર્ગે પણ અફઘાનીસ્તાન, નેપાળ વિગેરે દેશો જોડે વેપાર ચાલે છે જે લગભગ ૧૫ કરોડનો છે.

**રાજ્ય બંધારણ**—ઇંગ્લાંડના મહારાજા તે હિંદુસ્તાનના શહેનશાહ કહેવાય છે. તેમના તરફથી અહીં વૉયસરૉય ( ગવરનર જનરલ ) નીમાય છે. તે દિલ્હીમાં રહે છે. તે અને તેના કારભારી મંડળી રાજ્ય વહીવટ ચલાવે છે. તેમાં વૉયસરૉય, લશ્કરી ખાતાનો અમલદાર અને બીજા આઠ સભાસદો હોય છે. તેમના હાથ નીચે બંગાળા, મુંબાઇ અને મદ્રાસ ઇલાકાઓમાં જુદા જુદા ગવરનર નીમેલા.છે. અને બિહાર અને ઓરિસા, બ્રહ્મદેશ, સંયુક્ત પ્રાંતો, અને પંજાબ એ ચાર મોટા પ્રાંતોમાં લેફ્ટેનન્ટ ગવરનર નીમેલા છે. આસામ, મધ્ય પ્રાંતો અને વરાડ, દિલ્હી, વાવ્ય સરહદનો મુલક, બ્રીટીશ બલુચિસ્તાન, અજમેર, આંદામાન,

અને નિંકોબાર એ ચીફ કમીશનરના તાબામાં છે. કુર્ગ મૈસુરના રેસીડન્ટના તાબામાં છે. તે તેનો ચીફ કમીશનર કહેવાય છે. ઇલાકાના વિભાગ પાડી કમીશનરના હાથ તળે મુકવામાં આવ્યા છે. વિભાગના ભાગને જીલ્લા કહે છે. અને તેના ઉપરી અમલદારને ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ અને કલેકટર કહે છે. જીલ્લાના ભાગને તાલુકા કહે છે. તેના ઉપરી અમલદારને મામલતદાર કહે છે. દરેક ઇલાકામાં ન્યાયની અદાલતો જુદી હોય છે. તાલુકાનાં કેટલાંક ગામોમાં સ્થાનીક પંચાયત ( લોકલ બોર્ડ ) સ્થાપેલી છે. તેમાં સરકાર તથા પ્રજા બંન્ને તરફના સભાસદો કામ કરે છે. મિત્ર દેશી રાજ્યોમાં રેસીડન્ટ રહે છે. નાંના દેશી રાજ્યો ઉપર કલેકટર દેખરેખ રાખે છે. અને કાઠીઆવાડનાં દેશી રાજ્યો માટે એજન્ટ ટુ ધી ગવરનર નીમ્યો છે અને તેના હાથ નીચે પોલીટીક લએજંટ હોય છે. સીલોનમાં શહેનશાહ તરફથી જુદો ગવરનર રહે છે. અને લક દીવ મદ્રાસને તાબે અને માલદ્વીપ સિલોનને તાબે છે.

**વસ્તી**—હિંદુસ્તાનની વસ્તી લગભગ ૩૨ કરોડની છે. જે પૃથ્વીની આખી વસ્તીનો પાંચમો ભાગ છે. મુંબાઇ ઇલાકામાં લગભગ અઢી કરોડની વસ્તી છે.

**કેળવણી**—સરકારે કેળવણી આપવા સારૂ પ્રાથમિક તથા માધ્યમિક શાળાઓ, હાઇસ્કુલો, અને મહા વિદ્યાલયો સ્થાપેલાં છે. કલકત્તા, મુંબાઇ, મદ્રાસ અને અલ્હાબાદમાં વિશ્વ વિદ્યાલયો સ્થાપેલાં છે. તેમજ ખેતીવાડી, વૈદક, હુન્નર અને કાયદાનું જ્ઞાન આપવા માટે જુદાં જુદાં વિદ્યાલયો સ્થાપ્યાં છે. સ્ત્રી કેળવણી માટે પણ કન્યા-શાળાઓ વગેરે સ્થાપવામાં આવ્યાં છે. વડોદરા રાજ્યમાં ફરજીયાત અને મફત કેળવણી પણ શરૂ કરી છ,

**પ્રાણી**—હાથી મદ્રાસ અને બંગાળા ઇલાકામાં, સિંહ ગુજરાત અને રજપૂતાનામાં, ઉંટ સિંધના મેદાનમાં હોય છે. વાઘ, ચિત્તા, હરણ,

સસલાં, ડુક્કર, અને વાંદરાં સર્વ ઠેકાણે જોવામાં આવે છે. ગાય, બળદ, ભેંસ, કુતરાં, માંકડાં, ઘોડાં, ખચ્ચર, બકરાં, ઘેટાં ઇત્યાદિ પશુ અને મોર, પોપટ, ખબુતર, મેના વગેરે પક્ષિઓ સર્વ ઠેકાણે હોય છે.

**માર્ગો**—આ દેશની ત્રણે બાજુએ પાણી છે. તેથી પરદેશ જવાને જળ માર્ગે સવડ સારી છે. **હિંદુસ્તાનમાંથી ઇંગ્લાંડ જવાનો રસ્તો**—૧. મુંબાઇથી અરબી સમુદ્રમાં થઈ, એડન જઈ ત્યાંથી રાતા સમુદ્રમાં થઈ, સુવેજની નેહેરમાં થઇ, ભૂમધ્ય સમુદ્રમાં થઇ, જીબ્રાલ્ટરની સામુદ્રધુની આગળ થઈ, ઇંગ્લીશ ચેનલમાં થઈ લંડન જવાય છે. આ રસ્તે ૬૫૭૦ માઇલ થાય છે અને ૨૧ દિવસમાં જવાય છે.

(૨) ઉપરને રસ્તે ભૂમધ્ય સમુદ્રમાં આવી ઇટાલીના બ્રીન્ડીઝી બંદરે ઉતરી ત્યાંથી રેલ્વે માર્ગે ફ્રાન્સમાં કેલે શહેર આગળ થઈ ડોવર જાય છે ને ત્યાંથી લંડન જાય છે. આ રસ્તે ૫૪૩૯ માઇલ થાય છે અને ૧૪ દિવસમાં જવાય છે.

મુંબઇથી કરાંચી બે દિવસમાં, કોલંબો ૪ દિવસમાં, ઝાંઝીબાર ૧૦ દિવસમાં, અને લંડન ૨૧ દિવસમાં જવાય છે, કોલંબોથી કલકત્તા ૫ દિવસમાં મદ્રાસ ૩ દિવસમાં જવાય છે. મદ્રાસથી કલકત્તા ૩ દિવસમાં, રંગુન ૫ દિવસમાં જવાય છે. કલકત્તાથી રંગુન ૪ દિવસમાં જવાય છે.

હિંદુસ્તાનની ઉત્તર અને વાયવ્ય દેશમાં જવા સારૂ ફક્ત પહાડોમાંથી જવું પડે છે. અફઘાનિસ્તાન અને બલુચિસ્તાનમાં ખૈબર ઘાટને રસ્તે જવાય છે. અને ઉત્તર તરફ હિમાલય ઓળંગીને જવાય છે. દેશના અંદરના ભાગોમાં દરેક સ્થળે રેલ્વેઓ થઇ ગઇ છે. તેમાં મુસાફરી થાય છે.

# હિંદુસ્તાનના પર્વતો, દ્વીપકલ્પો, ભૂશિરો, સામુદ્ર ધુની અને સરોવરો.

પર્વતો—

૧ **હિમાલય પર્વત**—આ પર્વત ઉતરે સિંધુ નદીથી બ્રહ્મપુત્રા નદી સુધી લાંબો આવેલો છે. તે પૃથ્વી ઉપર સૌથી ઉંચો છે. આ પર્વત ઉપર નિરંતર બરફ રહે છે, તેથી તેનુ નામ હિમાલય પડયું છે. એનું સૌથી ઉંચું શિખર **ગૌરીશંકર** અથવા **એવરેસ્ટ** છે. બીજાં શિખરો **ધવળગિરિ** અને **કાંચનગંગા** છે. આ પર્વત ઉપર સર્વ પ્રકારની હવા તથા વનસ્પતિ માલમ પડે છે. એ એક દુનિયામાં મોટો જળક્ષેપક પ્રદેશ છે. એનું કૈલાસ નામે શિખર છે તે હિંદુઓનું પવિત્ર સ્થાન ગણાય છે. આ પર્વતમાંથી ઘણી મોટી નદીઓ નીકળે છે. એના કેટલાક ભાગમાં મોટાં જંગલો છે. જેને તેરાઈ કહે છે. ત્યાંનાં હવા પાણી સારાં નથી તેમજ તેમાં ફાડીખાનારાં પશુ રહે છે.

૨ **શિવાલીક પહાડ**—ગંગા અને બીઆસ નદી વચ્ચે આવેલો છે.

૩ **કારાકોરમ** અને **હિંદુ કુશ**—આ બે ફાંટા હિમાલયમાંથી નીકળી કાશ્મીરની સરહદે આવેલા છે. તેનું મુખ્ય શિખર ડાપસંગ છે.

૪ **સુલેમાન પર્વત**—હિંદુસ્તાન અને અફઘાનિસ્તાનની વચ્ચે આવેલો છે. તેનું સૌથી ઉંચુ શિખર તખ્તે સુલેમાન છે.

૫ **હાલા**—સિંધ અને બલુચિસ્તાનની વચ્ચે છે.

૬ **અરવલ્લી**—રજપુતાનામાં છે. તનું ઉંચું શીખર **આબુ** હવા ખાવાનું સ્થળ છે.

૭ **વિંધ્યાચળ**—નર્મદા નદીની સરહદે છે. તેને વિંધ્યાદ્રિ કહે છે.

૮ **સાતપુડા**—વિંધ્યાદ્રિની સમાન્તર આવેલો છે. આ બંન્ને પર્વત વચ્ચે તાપી નદી વહે છે. એનું ઉંચુ શિખર પંચમંડી છે.

૯ **સહ્યાદ્રિ** અથવા **પશ્ચિમઘાટ**—પશ્ચિમ બાજુએ તાપીનદીના મુખ આગળથી શરૂ થઇ દક્ષિણમાં કેપ કુમારિકા સુધી ગએલો


હિંદુસ્તાનની સીમા, પર્વતો,
દ્વીપકલ્પ, ભૂશિરો, સરોવરો
અને સામુદ્રધુની.
હિંદુકુશ પર્વત
સુલેમાન પર્વત
મંચર સ.
સાંભર સ.
ધવલગીરી
એવરેસ્ટ
કાંચનગંગા
વિંધ્યા પર્વત
સાતપુડા પ.
ચીલકા સ.
ગારો પ.

છે. તેનું સાથી ઉંચુ શિખર **મહાબળેશ્વર** છે. મુંબાઈના ગવરનર ત્યાં હવા ખાવા જાય છે.

૧૦ **પૂર્વ ઘાટ**—પૂર્વ કિનારા ઉપર છે. તે મ્હેસુર આગળ પશ્ચિમ ઘાટને મળે છે.

૧૧ **નીલગિરિ**-મ્હેસુરની દક્ષિણે પૂર્વઘાટ અને પશ્ચિમ ઘાટ મળે છે ત્યાં આગળ છે. ત્યાં **ઉટાકામંડ** નામનું હવા ખાવાનું સ્થળ છે.

૧૨ છેક દક્ષિણમાં અનમલાઈ, કારડેમમ, અને પાલની ડુંગરો છે.

૧૩ **પતકાઈ પર્વત**—બ્રહ્મદેશની પશ્ચિમે આવી ઉપલા બ્રહ્મદેશ અને આસામને જુદો પાડે છે. નાગા, ખાશી અને ગારો તેના ફાંટા છે.

**દ્વીપકલ્પો**—૧ **કાઠીઆડ** અને **કચ્છ** એ બે દ્વીપકલ્પો છે. દક્ષિણ હિંદુસ્તાન પણ દ્વીપકલ્પ કહેવાય છે.

**ભૂશિરો**—

૧ **જગતબિંદુ**-કાઠીઆવાડની પશ્ચિમે છે.

૨ **દીવ**-કાઠીઆડની દક્ષિણે છે.

૩ **કેપરામાસ** અને કેપ **કોમોરીન**—હિંદુસ્તાનની દક્ષિણે છે.

૪ **પોઇંટ કાલીમેર**-પાકની સામુદ્રધુની પાસે છે.

૫ **પોઇંટ પાલમાયરા**-જગન્નાથપુરી પાસે છે.

૬ **કેપ નિગ્રાસ**-બ્રહ્મદેશમાં આરાકાનની દક્ષિણે છે.

૭ **મોંઝ**-સિંધની પશ્ચિમે છે.

**સામુદ્રધુની**—

૧ **પાકની સામુદ્રધુની**-મનારના અખાત અને બંગાળાના ઉપસાગરને જોડે છે.

**સરોવરો**—

૧ **સાંબર**-રજપુતાનામાં ખારા પાણીનું સરોવર છે ત્યાં મીઠું પકવે છે. ૨ **મંચર**-સિંધમાં. ૩ **વુલર**-કાશ્મીરમાં. ૪ **ચિલકા**-જગન્નાથપુરી પાસે. ૫ **કોલર**-ગોદાવરી અને કૃષ્ણા નદીઓના મુખ વચ્ચે મીઠા પાણીનું સરોવર છે અને **પુલીકટ**-મદ્રાસની ઉત્તરે છે.

# હિંદુસ્તાનની નદીઓ, સમુદ્ર, અખાત, ઉપસાગર અને બેટો.

**નદીઓ—**

હિંદુસ્તાનમાં ઘણી નદીઓ છે. તેમાં સિંધુ ગંગાના પ્રદેશમાં ઘણી મોટી નદીઓ આવેલી છે. તે પ્રદેશના પૂર્વ તરફનો ઢાળ પૂર્વ તરફ હોવાથી ત્યાંની નદીઓ પૂર્વ તરફ વહે છે. પંજાબનો ઢાળ દક્ષિણ તરફ હોવાથી ત્યાંની નદીઓ દક્ષિણ તરફ વહે છે. અને દક્ષિણ હિંદુસ્તાનના ઉચ્ચ પ્રદેશનો ઢાળ પૂર્વ તરફનો હોવાથી ત્યાંની નદીઓ પૂર્વ તરફ વહે છે.

૧ **ગંગાનદી**—હિમાલય પર્વતમાંના ગંગોત્રીના ડુંગરમાંથી નીકળે છે. હરદ્વાર ત્યાંથી ૧૫ ગાઉ દુર છે. તે બંગાળાના ઉપસાગર ને મળે છે. તેનું પાણી હરદ્વારથી કાનપુર સુધી નહેર કરી તે વાટે ખેતીના ઉપયોગમાં લે છે; તેથી કાંઠાનો પ્રદેશ ફળદ્રુપ છે. મુખ આગળ તે અને બ્રહ્મપુત્રા એકઠી થાય છે, ત્યાં આગળ જે ત્રીકોણ પ્રદેશ થાય છે તેને **સુંદરબન** કહે છે. તેને જમના, સોન, રામગંગા, ગોમતી, ઘોગરા (સરયુ) ગંદકી અને કુશી નદીઓ મળે છે. આ નદી ઘણીજ પવિત્ર ગણાય છે. આ નદીના મુખ આગળ મોટી આગબોટો આવી શકે છે અને લગભગ ઘણા ભાગ સુધી વહાણો ફરી શકે છે.

૨ **બ્રહ્મપુત્રા**—હિમાલયની ઉત્તરેથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે. તેને સુરમા નદી મળે છે. જે મુખ આગળ મેઘનાને નામે ઓળખાય છે.

૩ **જમના**—હિમાલયના જન્મોત્રી શિરખમાંથી નીકળીગંગાનદીને અલ્હાબાદ આગળ મળે છે. તેનુ પાણી કાળાશ પર છે. ચંબલ અને બટવા નદીઓ વિંધ્ય પર્વતમાંથી નીકળી તેને મળે છે.

૪ **માહાનદી**—મધ્ય પ્રાંતના પૂર્વ તરફના ડુંગરમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે. તેના મુખ આગળ વહાણ ફરી શકે છે.

૫ **ગોદાવરી**—નાસિક પાસે ત્ર્યંબકેશ્વરના ડુંગરામાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે. વર્ધા, પેનગંગા અને વેનગંગાના સંગમથી બનેલી પ્રાણહિતા અને માંજરા નદીઓ તેને મળે છે.

૬ **કૃષ્ણા**—મહાબળેશ્વરના ડુંગરામાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે. ભીમા, તુંગભદ્રા, નદીઓ તેને મળે છે.

૭ **કાવેરી**—પશ્ચિમ ઘાટમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે તેની અંદર આવેલા શ્રીવા સમુદ્રમ બેટ આગળ એક મોટો ધોધ પડે છે તેથી વીજળી ઉત્પન્ન કરી સાંચા કામ ચલાવે છે. તે ધોધ ઘણો જોવા લાયક છે.

૮ **પન્નાર** અને **પુલાર**—મ્હૈસુરમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે.

૯ **ગુજરાતમાં નર્મદા, તાપી, મહી,** અને **સાબરમતી** નદીઓ ખંભાતના અખાતને મળે છે.

૧૦ **સિંધુ**—હિમાલયની પેલી બાજુએ આવેલા કૈલાસ પર્વતમાંથી નીકળી હિમાલય, કાશ્મીર, પંજાબ અને સિંધમાં થઇ અરબી સમુદ્રને મળે છે. તેને કાબુલ, જેલમ, ચીનાબ, રાવી અને સતલજ એ પાંચ નદીઓ મળે છે. આ નદીના પાણીને નહેર વાટે લઈ સિંધમાં ખેતી કરવામાં આવે છે. આ નદીમાં પણ વહાણો ફરી શકે છે.

૧૧ **ઈરાવદી** અને **સાલવીન** નદીઓ બ્રહ્મ દેશમાં ઉત્તરમાંથી નીકળી માતાબાનના અખાતને મળે છે.

## સમુદ્ર અખાત અને ઉપસાગર

૧ **હિંદી મહાસાગર**—હિંદુસ્તાનની દક્ષિણે છે.

૨ **અરબી સમુદ્ર**—પશ્ચિમે છે. તેમાં કચ્છ અને ખંભાતના અખાત છે. દક્ષિણે મનારનો અખાત છે.

૩ **બંગાળાનો ઉપસાગર**—પૂર્વમાં છે.

૪ **માર્તાબાનનો અખાત**—બ્રહ્મ દેશની દક્ષિણે છે.

**કિનારા**—મલબાર કિનારો નૈરૃત્ય દિશાએ અને કોરોમોન્ડલ કિનારો અગ્નિ ખૂણમાં છે.

**બેટો**—

૧ **લક્ષદ્વીપ** અને **માલદ્વીપ**—હિંદી મહાસાગરમાં મલબાર કિનારાની પશ્ચિમે છે.

૨ **સિલોન**—હિંદુસ્તાનની દક્ષિણે છે.

૩ **આન્ડામાન** અને **નિંકોબાર**—બંગાળાના ઉપસાગરમાં છે. દેશ નીકાલની સજાવાળાને આન્ડામાન મોકલે છે.

૪ **બેટ શંખોદ્ધાર**—કાઠીઆવાડની પશ્ચિમે છે.

૫ **દીવ**—કાઠીઆવાડની દક્ષિણે છે.

૬ **સાષ્ટિ** અને **ઘારાપુરી**—મુંબઈ પાસે છે.

૭ **રામેશ્વર**—હિંદુસ્તાન અને સિલોન વચ્ચે છે.

૮ **મેગુઇ દ્વીપો**—આન્ડામાન અને ટીનાસરીમ વચ્ચે છે. ( બ્રહ્મદેશને લગતો )



# હિંદુસ્તાનનાં બંદરો, હવા ખાવાનાં ઠેકાંણાં,

## જાત્રાનાં સ્થળ અને વખણાતી વસ્તુની જગ્યાઓ.

**બંદરો**—કરાંચી, માંડવી, આડત્રા ( દ્વારકાં ) પોરબંદર, ખંભાત, ભરૂચ, સુરત, મુંબાઇ, ગોવા, રત્નાગિરિ, કારવાર, તુતીકોરીન, પોંડીચેરી, મદ્રાસ, મછલીપટ્ટણ, જગન્નાથપુરી, કલકત્તા, અકયબ, રંગુન, અને મોલમીન.

**હવા ખાવાનાં સ્થળ**—દાર્જલીંગ, સીમલા, મરી, આબુ, મહાબળેશ્વર, નીલગિરિ, ઉટાકામંડ, મસુરી, અને નૈનીતાલ.

**જાત્રાનાં સ્થળ**—હરદ્વાર ( ગંગા કિનારે ), જગન્નાથપુરી, કાશી, મથુરાં, પ્રયાગ, બદ્રીનાથ, દ્વારકાં, ડાકોર, ગઢડા, અને વડતાલ, ( સ્વામિનારાયણનું ) નાશીક, ત્ર્યંબક, પંઢરપુર, રામેશ્વર, શ્રીનાથજી (મેવાડમાં), અમૃતસર (શીખનું), પાલીતાણા ને આબુ (જૈનનું),

## વખણાતી વસ્તુની જગ્યાઓ.

**મુંબાઇ**—મોટામાં મોટું બંદર, સુંદર શહેર અને વેપાર હુન્નર વગેરેનું મોટું મથક છે.

**મદ્રાસ**—સુતર અને કાપડના વેપાર માટે પ્રખ્યાત છે.

**નાગપુર**—( મધ્યપ્રાંતમાં ) રેશમી ધોતીજોટા માટે પ્રખ્યાત છે.

**મુલતાન**—( પંજાબ ) ઉનનાં વસ્ત્ર અને શાલ સારી થાય છે.

**બનારસ**—( કાશી ) ( આગ્રા પ્રાંત ) જાત્રાનું મોટું સ્થળ છે. ત્યાંના કસબી દુપટ્ટા અને પીતળનાં વાસણ વખણાય છે.

**મથુરાં**—( આગ્રા ) શેત્રંજી સારી થાય છે. ત્યાંનો તાજમહેલ પ્રખ્યાત છે.

**ઢાકા**—( બંગાળા ) મલમલ વખણાય છે.

**જયપુર**—( રજપુતાના ) ચિત્રો અને બાંધણીને માટે વખણાય છે.

**શિરોહી**—તરવાર સારી થાય છે.

**મિરજાપુર**—( સંયુક્ત પ્રાંત ) ત્યાંના ગાલીચા વખણાય છે. શેત્રંજી રૂનાં કારખાનાં અને લાખ તથા પીતળનાં પત્રાં બનાવવા માટે પ્રખ્યાત છે.

**બુરાનપુર**—(મધ્યપ્રાંત) શેલાં અને રેશમી કાપડને માટે પ્રખ્યાત છે.

**વેલોર**—ગાલીચા વખણાય છે. ( મદ્રાસમાં )

**વિઝાગાપટ્ટન**—( મદ્રાસ ) શીંગડાંના દાબડા, પેટીઓ વગેરે ચીજો સારી થાય છે.

**મુર્શીદાબાદ**—( બંગાળા ) રેશમી કાપડ અને હાથીદાંતના સામાન વખણાય છે.

**કાનપુર**—( આગ્રા ) ઉનનું કાપડ અને ચામડાની ચીજોની બનાવટનાં કારખાનાં માટે પ્રખ્યાત છે.

**ગાઝીપુર**—( આગ્રા ) ગુલાબનું અત્તર, ગુલાબજળ, અને અફીણના વેપાર માટે પ્રખ્યાત છે.

**અમ્રીતસર**—( પંજાબ ) શાલ તથા રેશમ સુતરનાં કાપડ સારાં થાય છે. શીખ લોકોનું પવિત્ર શહેર છે.

**રંગુન**—( બ્રહ્મદેશ ) સાગ અને ચોખાના વેપાર માટે પ્રખ્યાત છે.

**ત્રિચીનાપલ્લી**—( મદ્રાસ ) ચીરૂટ ( બીડી ) તથા જવાહીરના દાગીના સારા થાય છે.

**રામપુર**—( અયોધ્યા ) ખેસ, દુપટ્ટા, અને ચાદરો સારી થાય છે.

**દિલ્હી**—હિંદુસ્તાનનું નવું પાટનગર અને વાઈસરૉયને રહેવાનું સ્થળ છે. ત્યાંની શેત્રંજી અને માટીનાં વાસણ વખણાય છે.

**રૂરકી**—( આગ્રા ) એન્જીનીયરીંગ કોલેજ છે.

**ડેરાડુન**—( આગ્રા ) જંગલ ખાતાની કોલેજ છે. ત્યાંચાના બગીચા ઘણા થાય છે.

## ઉત્પન્ન.

ખનિજ—

**હીરા, માણેક**—બુંદેલખંડ, મદ્રાસ ઇલાકો, ગોવળકોંડા, અને બ્રહ્મદેશમાં.

**બીજાં રત્નો**–સિંહલદ્વીપ,મધ્ય હિંદુસ્તાન, અને પશ્ચિમ હિંદુસ્તાનમાં.

**સોનુ**—હિમાલયનો વાવ્ય ભાગ, છોટાનાગપુર, મદ્રાસ અને ઓઢીઆ અને મ્હૈસુરમાં.

**રૂપુ**—છોટાનાગપુર, બંગાળા અને મ્હૈસુરમાં.

**તાંબુ**—અલ્હાબાદ, બંગાળા, નેપાળ, સિકિમ, રજપુતાના છોટા નાગપુર અને મદ્રાસમાં.

**લોખંડ**—મદ્રાસ, મલબાર, નાગપુર, દક્ષિણ મહારાષ્ટ્ર, વરાડ, અને મધ્ય પ્રાંતમાં.

**સીસુ**—હિમાલય, કુમાઉન અને બંગાળામાં.

**જસત**—મેવાડમાં.

**મીઠુ**—પંજાબ અને ચીલકા સરોવર અને સંભર સરોવરમાં.

**કોલસા**—બંગાળા, આસામ, બ્રહ્મદેશ, મદ્રાસ, નિઝામ, પંજાબ, વરાડ અને મધ્ય પ્રાંતામાં.

**કેરોસીન**—બ્રહ્મદેશ.

**અબરંખ**—છોટાનાગપુર અને બહાર.

**પ્લમ્બેગો**—ત્રાવણકોર.

**મેંગેનીઝ**—મદ્રાસ અને ગુજરાત.

**કુલઇ**—ટીનાસરીમ ( બ્રહ્મદેશમાં )

**સુરોખાર**—અયોધ્યા.

**પેટ્રોલીયમ**—બ્રહ્મદેશ.

**સિંધવ**—રજપૂતાના અને પંજાબ.

**ફટકડી**—પંજાબ.

**વનસ્પતિ—**

**ઇમારતી લાકડુ અને દેવદાર**—ગુજરાત, કોંકણ, કાનડા, મ્હૈસુર બંગાળા, આસામ બ્રહ્મદેશ અને હિમાલયનાં જંગલોમાં થાય છે.

**સાગ**—ગુજરાત, અને પશ્ચિમ ઘાટ અને બ્રહ્મદેશમાં થાય છે.

**નાળીએરી, ખજુરી અને તાડ**—સમુદ્રકાંઠે, આન્ડામાન, નીંકોબારમાં થાય છે.

બાવળ, વડ, પીપળા, લીમડા, આમલી વગેરે ઝાડ સર્વ ઠેકાણે થાય છે.

**રૂ** (કપાસ)—ગુજરાત, દક્ષિણ મહારાષ્ટ્ર, મધ્ય પ્રાંત, બ્રહ્મદેશ, ઉત્તર હિંદુસ્તાન, મ્હૈસુર, બંગાળા, આસામ, કર્ણાટક, વરાડ, સિંધ અને નિઝામમાં થાય છે.

**અફીણ**—બંગાળા, બહાર, અયોધ્યા, મારવાડ અને રજપૂતાનામાં થાય છે.

**તમાકુ**—ઘણે ઠેકાણે થાય છે. બંગાળા, મદ્રાસ અને ગુજરાત.

**મરી ઇલાયચી**—નેપાળ અને મલબાર કિનારે થાય છે

**કેસર તજ નાળીએર અને ગુંદર**—નેપાળમાં થાય છે.

**શેરડી**—બંગાળા, વાવ્ય પ્રાંતો અને પંજાબમાં થાય છે.

**સિંકોના**—( જેની છાલમાંથી કવીનાઈન બને છે ) નીલગીરી, દાર્જલીંગ અને સીલોનમાં થાય છે.

**કાફી**—નીલગીરી અને કુર્ગમાં થાય છે.

**ચા**—આસામ, બંગાળા, પંજાબ, સીંહલદ્વીપ વા. પ્રાંત અને નીલગીરિમાં થાય છે.

**બુંદ**—દક્ષિણ હિંદુસ્તાન અને નીલગીરીમાં થાય છે.

**સુખડ**—મ્હૈસુર અને હિમાલયના વાવ્ય ભાગમાં અને ત્રાવણુ-કોરમાં થાય છે.

**સણ**—પૂર્વ બંગાળામાં થાય છે.

**ગળી**—બંગાળા, બહાર અને મદ્રાસમાં અને વાવ્ય પ્રાંતમાં થાય છે.

**ઇંડીઆ રબર**—બ્રહ્મદેશમાં થાય છે.

**ચોખા**—બંગાળા, ગુજરાત અને કોકણ, મધ્ય પ્રાંત, બ્રહ્મદેશમાં થાય છે.

ઘઉ, બાજરી, જાર, કઠોળ ઘણું કરી બધે ઠેકાણે થાય છે.

**અળસી**—મધ્ય પ્રાંત, મુંબઈ ઇલાકો અને સંયુક્ત પ્રાંતમાં થાય છે.

**તલ**—ગુજરાત, મદ્રાસ, બંગાળા અને બ્રહ્મદેશમાં થાય છે.

**નિકાસ**—રૂ, જ્યુટ, ચોખા, તેલીબીયાં, અફીણ, ઘઉ, ચામડાં, ચા, ગળી, કોફી ઉન અને લાકડુ પરદેશમાં જાય છે.

**આયાત**—કાપડ, ધાતુ, સાંચાકામ, લોખંડના ઓજારો, ખાંડ, દારૂ વિગેરે.

**ખેતીની મુખ્ય પેદાસ**—ચોખા, ઘઉ, બાજરી, જુવાર, મકાઈ, કઠોળ, તલ, દીવેલી, શણ, અળશી, કપાસ, શેરડી અફીણ વિગેરે છે.



(*A Series of Practical Geography in Vernacular*).

# ક્રિયાત્મક ભૂગોળમાળા

૧ ગુજરાત પ્રાંત .... .... .... ૦—૩—૦

૨—૩—૪ મુંબાઈ ઇલાકો, હિંદુસ્તાન, અને એશિયા ખંડ. દરેકની ૦—૫—૦

૫—૬ યુરોપ ખંડ અને આફ્રિકા ખંડ. „ ૦—૩—૦

૭ મુંબાઈ ઇલાકાના ખુલાસા (Key) .... ૦—૬—૦

## નકશાવાળી ભૂગોળો-

૧ ગુજરાત પ્રાંત અને ઉત્તર વિભાગ .... ૦—૨—૦

૨ મુંબાઈ ઇલાકો .... ... .... ૦—૪—૦

૩ હિંદુસ્તાનનું સામ્રાજ્ય .... .... ૦—૬—૦

ચીમનલાલ જીભાઈ પરીખ.
શિક્ષક, હાઇસ્કુલ.
સોજીત્રા (વડોદરા).